શ્રી.

નવિન.

# કેશર—કળાવતિ.

નાટક. ત્રીઅંકી.

રચનાર,

કેશવલાલ કેવળદાસ. ભાવસાર.

મુ૦ કાનંદા.

કીંમત રૂ. ૦-૬-૦.

શ્રી નવીન.

# કેશર—કળાવતી.

## નાટક ત્રીઅંકી.

રચી તથા છપાવી પ્રસિદ્ધ કરનાર,

**કેશવલાલ કેવળદાસ ભાવસાર.**

મુ. કાસંદ્રા.

આવૃત્તિ પહેલી. પ્રત ૫૦૦

સંવત ૧૯૬૬ સને ૧૯૧૦

શ્રી "વિજય પ્રવર્તક" પ્રિન્ટીંગ પ્રેસમાં

પટેલ મોહનલાલ મગનલાલે છાપી.

ઠેકાણું પીરમશા રોડ—અમદાવાદ.

કીમત ૦—૬—૦

# अर्पण पत्रीका.

સદ્‍ગુણાબ્ધિ, વિનયોદધી, પટુતામાં પ્રવિણ, અને સર્વોત્તમ
શ્રેષ્ટ પવિત્ર વિશ્નુધર્મપરાયણ મહારાજ

**શ્રી રામચંદ્ર માધવદાસ.**

**કાસંદ્રા.**

આપ સૃષ્ટીમાં સદૈવ્ય અનેક ઇશ્વરીગતીનું અવલોકન કરો છો અને સમયાનુસાર વર્તો છો, તેજ પ્રમાણે સાર્વ-જનિકને શુભ ઉત્તેજન આપવા ચાહો છો, અને વિદ્વાનની વિદ્વતાના પ્રેક્ષક છો. તે સઘળા ગુણોની યાદગીરી ખાતર (દેશના હિતાર્થને માટે રસીક બોધદાયક) સદરહુ કેશર—કળાવતિ નામનું નવિન નાટક પુસ્તક આપને સ્નેહની ખાતર પ્રેમપૂર્વક હું અર્પણ કરૂંછું તે આપ સ્વીકારશો.

લી. ગ્રંથકર્ત્તા.

**કેશવલાલ કેવળદાસ ભાવસાર.**

કાસંદ્રા.

# પ્રસ્તાવના.

હાલના જમાનામાં ઠેર ઠેર સ્ત્રી પુરૂષનાં કજોડાં, સ્વાર્થ દોસ્તી, વ્યભિચાર, નિંદા, દોંગાઇ વિગેરે જુલમી બનાવો જોવામાં આવે છે, તે ઉપરથી મારા મનમાં એમ કલ્પના થઇ કે આવા ખરાબ બનાવોને ઘણે દરજ્જે દુર કરી સુધારાપર લાવવા માટે એક સુંદર અને નવીન પુસ્તક રચી હાલની પ્રજાની દ્રષ્ટિ આગળ દર્શાવ્યું હોયતો તેનો સારાંશ અંતર ઉતારીને કંઇ પણ સુધારાપર આવે એવા હેતુથી મેં મારી ધારેલી કલ્પના પુરી કરવા કેશ્વર–કળાવતિ નામનું લઘુ પુસ્તક નાટકના રૂપમાં રચ્યું છે.

સદરહુ પુસ્તકમાં સાર્વજનિક સુધારા માટે ખરી દંપતિનો અરસપરસ પ્રેમ, કજોડાની દુરદશા, સાચા સ્નેહની પરીક્ષા, પતિવ્રતાનું સત્ય અને ટેક, વ્યભિચારનાં માઠાં પરિણામ વિગેરે બનાવોનો આબેહુબ ચિતાર આપેલો છે. તથા વ્યવહારિક, શૃંગારીક, હાસ્યવિનોદિક, વિગેરે ભરપુર રસ મુકવામાં આવ્યા છે. તેથી વિચારવંત વાંચકવૃંદોને ઘણે અંશે આનંદ આપી શકશે.

પ્રીય વિદ્વાનો તથા વાંચકવૃંદોની પવિત્ર સેવામાં મારી નમ્રતાપુર્વક વિનંતી છે કે આ લઘુ પુસ્તક મેં મારી અલ્પ બુદ્ધિથી બનાવ્યું છે. તેમાં કોઇ પણ પ્રકારની ભુલ ચુક આવી હોયતો માફ કરી આપના અતુલ ગુંણ વડે સુધારી લેવા કૃપા કરશો.

મુ૦ ઠાસંદ્રા.
હા૦ અમદાવાદ.
તા. ૧૦–૭–૧૦

લી. ગ્રંથકર્તા.
**કેશવલાલ કેવળદાસ ભાવસાર.**

# મુખ્ય પાત્રોનાં નામ.

## પુરૂષ વર્ગ.

સુત્રધાર ... ... ... ... નાટ્યનાયક.
રૂપસીંહ ... ... ... ... રૂપાનગરનો રાજા.
દુર્ગાશંકર... ... ... ... રાજગોર.
કલ્યાણ ... ... ... ... લલિતાનો યાર.
મેઘસીંહ... ... ... ... વિલાસપુરનો રાજા.
ગમારસીંહ ... ... ... તેનો પુત્ર.
ચંદ્રકુંમાર ... ... ... કનકપુરનો રાજકુમાર.
રાક્ષસ ... ... ... ... એક અધર્મિ દૈત્ય.
મેઘલો, માવલો, રવલો } ... ... ... વિલાસપુરના માછીએ.

## સ્ત્રી વર્ગ.

નટી ... ... ... ... સુત્રધારની સ્ત્રી.
કેશર ... ... ... ... રૂપાનગરના રાજાની કુંવરી
કળાવતી... ... ... ... તેની પ્રીય સખી
રૂપસુંદરી... ... ... ... રૂપસીંહની રાણી (કેશરની માતા.)
લલિતા ... ... ... ... દુર્ગાશંકરની સ્ત્રી ( છટેલ. )

( એ સીવાય લુંટારા, ચંડાળો, દારૂડીઆ, પ્રધાન, ખવાસ, બારોટ, દરબારીઓ શીપાઇઓ, માલણ, વારંગનાઓ, દાસ દાસીઓ વિગેરે વિગેરે. )

# શ્રી

## નવીન.

# કેશર—કળાવતિ નાટક.

### સ્થળ રંગ મંડપ.

### મંગળાચરણ.

સુત્રધાર— ગાયન. ૧

શ્રી અરીહંતા, શ્રી ભગવંતા,
જીનવરાવર સ્વા........મી
પ્રિતેથી ચિતેથી રીતેથી નિતિથી
નમ્ન કરૂં શીર ના........મી.
સ્હાયક તું, લાયક તું સૃષ્ટી સકળનો નાયક તું.
વિઘ્ન હરો—સુખ કરો—બુદ્ધિ સબળ પ્રવિણ કરો
દુઃખ દાળીદ્ર વા........મી. જીન.
ઉગારનાર મારનાર તું અનાથ નાથ
હે દયાળ લેવા સાથ તું સુઝાડ પાન્થ
સંસાર સાગર પાર ઉતરવા આપ ભક્તિ ન્હાવ
પ્રયાણ કરતાં નામ સ્મરતાં તરી લઇયે લ્હાણુ
ગુણગતી, સુભમતિ, સત્ય શીયળ આચાર અતિ
માગીયે ગુણ ગા........મી. જીન૦

નટીઓ આવી પુષ્પમાળ પહેરાવી નમન કરે છે. )

**નટીઓ**—પ્રાણનાથ ! આજે એવું શું કામ પડયું કે અમને ઓચિંતાં બોલાવ્યા ?

**સુત્રધાર**—આજે મારે કેશર-કળાવતિનું નવિન નાટક આ સભા જનો સમક્ષ ભજવી બતાવવા વિચાર છે. માટે તેમાં તમારી મદદની મારે જરૂર પડશે તેથી કરી તમને બોલાવ્યાં છે.

**નટી**—પ્રાણુનાથ! કેશર અને કળાવતિ કોણુ હતી અને એ વિષે શી શી બીના બની છે તે સહેજ સાજ જ-ણાવવા અમને કૃપા કરશો?

**સુત્રધાર**—હા પ્રીયા સાંભળો, કેશર એ રૂપાનગરના રાજાની કુંવરી અને કળાવતિ તેની પ્રીય સખી થાય. કેશરનું સગપણ એના પીતાએ અગુ ખાત્રીથી એક અધમ પુરૂષ સાથે કર્યું. કળાવતિના કાને એ વાત પડવાથી એવા દુષ્ટ સાથે પરણવાને કેશરનો વિચાર નાબુદ કરાવે છે. કેશર પોતે સરખી જોડી પ્રસંદ કરે છે.

**નટી**—પછી?

**સુત્રધાર**—એક વખત કેશરને પ્રેમીના વિચારથી કામ પ્રગટ થાય છે. તે વિચારને ભુલવી કામને દુર કરવા બન્ને સખીઓ બગીચામાં ફરવા જાય છે. ત્યાંથી એક રાક્ષસ કેશરને ઉપાડી જાય છે. તેની ખોળ માટે કળાવતિ જોગણુ વેષે મહાભયંકર જંગલોમાં ચાલી નીકળે છે.

**નટી**—પછી?

**સુત્રધાર**—કેશરનું શીયળ ભંગ કરવા રાક્ષસ પોતાની ગુફામાં લઈ જઈ અત્યંત દુઃખ દે છે. સતિનો ધર્મ બજા-વી પોતાનો જીવ વ્હાલો નહી ગણુતાં અતિશે દુઃખ સહન કરી પોતાના અમુલ્ય શીયળનો બચાવ કરે છે.

**નટી**—પછી શું; પ્રાણુનાથ.

**સુત્રધાર**—સખીના વિયોગે નિકળેલી કળાવતિને મ-

હાભયંકર જંગલોમાં અનહદ દુઃખ તથા વિઘ્નો આવી પડેછે. પ્રભુ કૃપાથી બંન્ને સખીઓનો મેળાપ થાય છે કેશરને માટે સ્વયંવર મંડપ રચાય છે. બંન્ને સખીઓ એકજ પતિને વરેછે.

**નટી**—પ્રાણનાથ હવે સમજાયું. આહાહા પોતાના શીયળ તથા ખરા પ્રેમ માટે નાજુક અને કોમળ બાળાઓ- એ અનહદ દુઃખ સહન કીધું. વાહ એવી સતિ અને પ્રે- માળ બાળાઓને અધીક ધન્યવાદ આપવો જોઇએ.

**નટીઓ—** **ગાયન. ૨**

**( યૌવન ખીલ્યું આવ્યાછી ) એ રાગ.**

અતિ સંકટ પડે ન ડરે કોઈ વાને
સહન કરે સતિએ પતિવ્રતને માટે
પતિવ્રતને માટે, મુક્ શીર સાટે. અતિ.
રાખે શીયળ નેકી જીવ અળગો મુકી
નહી થાયે એ ભ્રષ્ટ કદી સત્ય ચુકી
શીયળ સાચા માટે, ધરે કષ્ટ જાતે. અતિ.
શીયળ મોતી સાચાં ચારો હંશણી કરે
જીવ જાય ભુખે ભલે ને ખોટાં ચરે
વાહ ધર્મિઆ તે, સત્ય ટેક માટે. અતિ.
ધન્ય એવી નેકી ટેકી જગમાં સતિ
ગુણ ગાશે જુગો જુગ જંન અતિ.
પુરા પ્રેમ માટે, સૌ જગની વાટે. અતિ.

**નટી**—વાહ ! આ નાટકથી આર્ય ભુમીના જનોને ઘણો ફાયદો થશે.

**સુત્રધાર**—હા પ્રીયા ! હવે એ વિષેનો આબેહુબ ચિતાર ભજવી બતાવી સભાજનોનાં દીલ રંજન કરવાં જો- ઇએ, માટે ચાલો આપણે અહીંયા જઇને કામનો આરંભ કરીએ. ( જાય છે. )

# અંક ૧ લો.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ—રૂપાનગરમાં રૂપસીંહનું દીવાનખાનું.

રૂપસુંદરી—પ્રાણનાથ ? આપણી કુંવરી કેશર પરણાવવા જોગ થઈ છે અને પુર અવસ્થામાં આવી છે. માટે કોઈ સારા ઠેકાણે લગ્ન કરવા તપાસ કરાવવી જોઇએ.

રૂપસીંહ પ્રીયવંદા ? મારા મનમાં પણ એજ વિચાર આવ્યા કરે છે. તમારૂં વદવું સત્ય છે માટે હવે ઝટ એનાં લગ્ન કરીયે તો ઠીક.

રૂપસુંદરી—પ્રાણનાથ ? પણ જેમ બને તેમ તાકીદ કરવી જોઇએ. કારણ કે હવે પુત્રી ઉમર લાયક થઇ છે માટે ઘરમાં રાખી મુકાય નહી. કહેવત છે કે ઘોડા ઘોડાળમાં શોભે અને પુત્રી સાસરે શોભે. માટે મારા પ્યારા પીયુજી આ બાબતનો ઘણોજ લાંબો વિચાર કરી આપણી બાળકુમારીના લગ્નાર્થે કોઈ સારા ઠેકાણે પેરવી કરાવો અને ઝટ સગપણ કરી ભારે ઉત્સાહથી પરણાવો.

ગાયન ૩

**( શામસુંદીરના રૂપમાં ) એ રાગને મળતી ઠુંમરી.**

સાચી જગે છે કહાણીરે મારા પ્યારા પીયુ ન રહે પુત્રી ઘેરરે;
જુઓ જગતમાં જોઇને કેવાં માબાપને ખવરાવે ઝેરરે. સા.
પુષ્ટવયમાં કામ સતાવે પરણાવે નહી જો કોઈ પેરરે;
તો એવી પુત્રી ધર્મભ્રષ્ટ થઈ કરે કપટથી નીચ કેરરે. સા.
જોબનવંતિ વિરહ બાળા જોતાં કરાવે વ્હાલામાં વ્હેરરે;
માટે પવિત્ર પ્યારી પુત્રીને પણ પીયુ પરણાવો ઉલટભેરરે. સા.

**રૂપસીંહ**—પ્રીયવંદા ! તમારૂં કહેવું સત્ય છે પરંતુ લગ્ન સંબંધી કામ આમ એકાએક ઉતાવળથી કંઈ શીઘ્ર બની શકતું નથી. પરંતુ ધીરે ધીરે તપાસ કરતાં તે કામ શીઘ્ર બને છે. માટે આપણી પવિત્ર બાળકુંમારીના લાયક લગ્ન સંબંધી ધીરે ધીરે પેરવી કરાવીશ. માટે તે વિષેની તમે કંઈ પણ ચિન્તા કરશો નહી.

**રૂપસુંદરી**—પ્રાણનાથ ? આપના વીચાર મુજબ ધીરે ધીરે પેરવી કરાવવામાં દીવસોના દીવસ વીતી જશે. અને પુર અવસ્થામાં આવેલી કુંવરી તરફની હાનીકારક ચિન્તાઓ આવી પડવા દહેશત રહેશે. માટે તે વિચારને નાબુદ કરી તાકીદે કુંવરીના લાયક સારે ઠેકાણે વેવીશાળ શોધી ઝટ પરણાવો તો ઘણું સારૂં.

**રૂપસીંહ**—પ્રીયવંદા ! કુંવરીનું તાકીદે લગ્ન કરાવવા ધારતાં હોતો તેના લાયક એક સારૂં ઠેકાણું સાંભળવામાં આવ્યું છે.

**રૂપસુંદરી**—પ્રાણનાથ ! તે મને કહી જણાવવા કૃપા કરો.

**રૂપસીંહ**—વિલાસપુરમાં મેઘસીંહ રાજાને ત્યાં તેના કુંવર ગમારસીંહ સાથે

**રૂપસુંદરી**—પણ, ત્યાં આપણે શી ખાત્રીથી કરવું.

**રૂપસીંહ**—પ્રીયવંદા, ખાત્રી તો આપણે કંઈ કરાવી નથી પરંતુ વાયકા સાંભળવામાં આવી છે કે, તે સૌ રાજાઓમાં જબરો અને પંકાતો ગણાય છે તથા ઘણા ઘણા દેશોમાં એની આજ્ઞા જબરી ગણાય છે. એવું સાંભળવામાં આવ્યું છે. માટે જો તમારે તાકીદે કુંવરીનું લગ્ન કરાવવું હોય તો તે ઠેકાણું સારૂં છે.

**રૂપસુંદરી**—પ્રાણનાથ, આપના કહેવા મુજબ ઠેકાણું તો કુંવરીને લાયક છે માટે ત્યાંજ કર્યું હોય તો સારૂં.

**રૂપસીંહ**—ભલે, ત્યારે તો આજેજ કુંવરીનું સગપણ કરવા ગોરને વિલાસપુર મોકલીએ. ( પછી પોતાના ખવાસને ગોરને તેડવા મોકલે છે. થોડી વારે ગોર દાખલ થાય છે. ) ગોર મહારાજ પધારો.

**દુર્ગાશંકર**—( નમન કરી ) મહારાજા હુકમ ફરમાવો.

**રૂપસીંહ**—ગોર મહારાજ આજે આપણાં કેશર બ્હેનનાં સગપણ વિલાસપુરના રાજા મેઘસીંહને ત્યાં તેમના કુંમાર ગમારસીંહ સાથે કરવા નીશ્ચય કર્યો છે માટે આપ શ્રીફળ અને રૂપીઓ લઇ વિલાસપુર જાઓ અને ગમારસીંહને ચાંલ્લો કરી આવો.

**દુર્ગાશંકર**—આજ્ઞા મહારાજા ( જાય છે. )

## પ્રવેશ ૨ જો.

**સ્થળ—કેશરનો ખાનગી મહેલ.**

( કેશર, દાસી, કળાવતિ તથા રૂપસુંદરી. )

( કેશર એકલી ખુરસીમાં બેઠી ધર્મશાસ્ત્રનું પુસ્તક વાંચે છે. દાસી સગપણની વધાઇ ખાવા દોડતી આવે છે. )

**કેશર**—કેમ દાસી આજે શ્વાસ ભરી દોડતી આવેછે. શું કંઈ વધાઈ બધાઇ લાવીછે કે શું !

**દાસી**—બાઈ ? વધાઇતો ખરીજતો.

**કેશર**—બોલ જોય વારૂં શું વધાઇ લાવી છે ?

**દાસી**—શું તે આપણા સગપણની

**કેશર**—અરે જાજા જુઠ્ઠી અમસ્તી ઠગાઇ શું કરે છે, સાચી વાત કહેને.

**દાસી**—બાઈ હું ઠગાઈ નથી કરતી પરંતુ આપને સાચું કહુંછું કે, વિલાસપુરના રાજકુંમાર ગમારસીંહ સાથે આપનાં સગપણ થયાં.

**કેશર**—(હર્ષીત થઇને) હેં ? શું ખરીવાત કહેછે ?

**દાસી**—હા બાઇ. ( કેશર ખુશી ખુશી થઇ જાય છે દાસીને ઇનામ દાખલ સોનાની એક મહોર આપે છે. દાસી ખુશી થતી જાય છે પછી કળાવતિ આવે છે. કેશરને હર્ષમાં જોઇને. )

**કળાવતિ**—વાહ બેન આજેતો કંઈ હર્ષમાં હો એમ લાગે છે. શું કંઈ ઉત્સાહનો દીવસ છે કે શું ?

**કેશર**—હા, મારી વ્હાલી સખી, આજેતો વિલાસપુરના રાજકુંમાર ગમારસીંહ સાથે મારાં સગપણ થયાં; ( કળાવતિ આશ્ચર્યથી સ્તબ્ધ બની જાય છે ) કેમ સખી; આ વાત સાંભળતાં આમ એકદમ સ્તબ્ધ કેમ બની ગઈ ?

**કળાવતિ**—( દીલગીરી ભરેલે મ્હેરે. ) અરેરે મ્હારી વ્હાલી સખી ધણી દીલગીરી ભરેલી વાત બની.

**કેશર**—( આશ્ચર્ય થઇને ) વ્હાલી સખી એમાં દીલગીરી ભરેલી વાત શું બની; તે ઝટ મને કહે.

**કળાવતિ**—સખી ? તારો આખો જન્મારો વ્યર્થ ગુજારવા એવા દુષ્ટ અધમની સાથે તારૂં પાનું કયાં પડ્યું. હાય ગમારસીંહનો પોતાના નામ પ્રમાણેજ છે. વળી અબુદ્ધ અને અધમ છે. તથા વ્યસની ને વ્યભિચારી છે.

**કેશર**—( એકદમ બેભાન જેવી બનીને ) અરે હાય સખી આ તુ શું વદે છે. અરરર ઘણીજ વિપરીત વાત બની. શું મારાં માતપીતાએ એવા અધમની સાથે સગપણ કરતાં જરા પણ વિચાર નહી કર્યો હોય, તે આ સુકોમળ

કુળી કંથેરને વળગાડવા ઉભાં થયાં, હાય શું હવે મારો આખો જન્મારો તદન નકામોજ ગુજારવાનો! અરે હાય! ( એમ કહી ધરણીપર પડતું મુકેછે કળાવતિ તેને બેઠી કરે છે પછી કેસર કલ્પાંત કરતી પ્રભુ સ્તુતી કરે છે. )

### ગાયન. ૪

### રાગ આશાગોડી.

કોપ કીધો આ અઠારો, દીનાનાથ કોપ કીધો આ અકારો.
દીન બાળાના આ કાલાવાલા, કાંઇ, પ્રભુ તો વિચારો. દીના.
કોમળવેલી થશે કરમાતી, અરરર હાય ઉગારો. દીના.
રક્ષણ મારૂં કીધું સારૂં, પાળી પોષી શીદ મારો. દીના.
પતિની સંગે સુખની આશા, થઇ અલોપ તે ધારો. દીના.
બાળા બિચારી ઉર વિચારી, સુધારો જન્મારો. દીના.

**કળાવતિ**—બેન હવે રૂદન ન કર.

**કેશર**—મારી વ્હાલી સખી હવે હું શું કરૂં હવે તો મને એકે આરો સુઝતો નથી. ( ગગળીત થઇને. )

### ગાયન. ૫

### ( રે મન પંખી શીદ ગભરાયે ) એ રાગ.

હું નીરભાગી, શરજી નકામી,
જન્મી જગતમાં સુખ ન પામી.
લીધો નહી સંસારનો લ્હાવો જોણું લગાર,
ધીક ધીક જીવતર એહનું ધીક પડ્યો અવતાર.
સુખ બીજાં સંસારનાં, ભલે હોય અપાર;
પણ સદ્‌ગુણ સ્વામી વીના સૌ સુખ દુઃખનો હાર.
( દરમીયાન રૂપસુંદરી આવે છે. કેશરને રડતી જોઇને )

**રૂપસુંદરી**—પ્યારી પુત્રી તું આવા હર્ષના દીવસમાં

આટલી બધી દીલગીર થઈ કલ્પનાંતો કેમ કરે છે. (એમ કહી કેશરને પોતાના ખોળામાં બેસારે છે. કેશર રડતી ગાયન કરે છે. )

કેશર— ગાયન. ૬

રાગ રામગ્રી.

( કુંવરી કુંવર કોડામણા ) એ રાગને મળતો.

માતા મ્હારી કહું શું તને, કર્યો કાંઇ ના વિચાર;
દુઃખ દરીયામાં નાંખતાં, નાવી શર્મ લગાર. માતા
ગુલાબ કળી શોભે નહી. કદી કથેર ડાળ;
કથેર જેવો ગમારસીંહ, શોભે કેમ તુજ બાળ. માતા.
દુઃખ વાદળથી ઘેરાઇ છું, નવ સુઝે જનાય;
નામ ગમારનું સાંભળી, કાયા થર થર થાય. માતા.
તારી કુખે હું અવતરી, જરા પામું ન સુખ,
જન્મ ન આપ્યો હોત તો માથે પડત ન દુઃખ. માતા.
મુજ પીતા નિર્દય થયા, નિર્દય તું માત,
હવે ઉપાય રહ્યો નહી વદવાને વાત. માતા.
હાય ગરીબડી હું બની, હવે કોનો આધાર
આધાર નથી બીજા કોઇનો વીના સર્જનહાર. માતા.

રૂપસુંદરી—હાય મારી વ્હાલી પુત્રી આ તું શું વદે છે. ગમારસીંહને તું ગમાર જેવો ક્યાંથી જાણે. મને તો એમ લાગે છે કે તું એના નામપરથીજ ગમાર જેવો સમજે છે શું કોઇનાં એવાં વિચિત્ર નામ નહી હોય કે ! અને તે બધા નામ પ્રમાણેજ હશે કે ! ના, ના, તારા સમજવામાં મોટી ભુલ છે.

કેશર—માતાજી મારી ભુલ બીલકુલ નથી અને માણસથી બધાય એમ નામ પ્રમાણે કેમ કહી શકાય. પરંતુ

આ દાખલો તો મેં બરોબર પેરવીથી મેળવ્યો છે.

**રૂપસુંદરી**—મારી વ્હાલી પુત્રી ગમારસીંહ તેના નામ પ્રમાણે હોય તો તારા પીતા તેની સાથે સગપણ કરે નહી. અને વળી જો તારા કહેવા મુજબ હશે તો અમે ફરીથી તે બાબતની ખાત્રી કરાવીશું. માટે હાલ તારી સઘળી ચિંતા દુર કર હું હવે જાઉં છું. ( રૂપસુંદરી જાય છે ).

( પડદો પડે છે. )

## પ્રવેશ ૩ જો.

### સ્થળ—દુર્ગાશંકરનું ઘર.

( લલિતા, દુર્ગાશંકર તથા કલ્યાણ. )

( લલિતા ઘરમાં એકલી, પછીથી, દુર્ગાશંકરનું આવવું. )

**દુર્ગાશંકર**—અરે ઘરમાં છું કે.

**લલિતા**—કોણ છે.

**દુર્ગાશંકર**—કોણ તે તારો ધણી કેમ વધારે દહાડા થયા એટલે ભુલી ગઇ કે શું ?

**લલિતા**—( છણકો કરીને ) આટલા બધા દહાડા ક્યાં પડી રહ્યા હતા; ઘરની બ્હાર નીકળ્યા એટલે પછી ઘરની કંઇ ફીકર બળી છે, સારૂં સારૂં મીષ્ટાન હોજરામાં ભરવા ગળ્યું એટલે બસ છે. ભલેને ઘરવાળાં મરી જાય કે બળી જાય.

**દુર્ગા૦**—( મ્હોટેથી ) કેશર બ્હેનનો સમપણ કરવા ગયો હતો. એમાં તે ખાઇ લેવાનું હતું જે ખાઈ લઈ ને આવતા રહીયે, એતો રજવાડા લોકોનું કામ છે માટે એક બે દિવસ વ્હેલા મોડા થાય. તેમાં આટલી બધી આકળી ઉતાવળી શું બની ગઇ છું. ગરમ પાણી હોય તો લાવ ન્હાઇને ઠાકોરજીની શેવા કરૂં.

**લલિતા**—હજુ ચુલામાં તો શું જીયું ઘાલ્યું નથી ને વર લાકડાને ગરમ પાણી જોઇએ છીએ.

**દુર્ગા૦**—હવે તારી બધી ચતુરાઈ જાણી ઠંડુ પાણી લાવ બે લોટા શરીરપર રેડી મુકુ. ( લલિતા પાણી આપે છે દુર્ગાશંકર નાહી લે છે પછી ઠાકોરજીની સેવા કરવા બેસે છે. બાદ ભજન ગાય છે. )

## ગાયન ૭

## ભજન.

**( રામ નામ તું ભજ લે પ્રાણી ) એ રાગ.**

રામ નામ નીશ દીન મન ભજ તું જંજાળી ભોગી પ્રાણી;
ભજ મન રામ નામ એક ચિત્તે મનમાંહે સાચું જાણી.
મમત માયા લોભ મોહ જોબન ધન સઘળું છે ખોટું;
મુકી દે શમજી મનમાં ધર ધ્યાન એક હરીનું મોટું.
આળસ મુકી ઉઠ અભાગી આજ કાલમાં જાવાનું;
ચેતી ચિત્તમાં ભજ લે પ્રાણી રામ નામ ભવ તરવાનું.

( પછી કલ્યાણ બ્હારથી બુમ પાડતો આવે છે. )

**કલ્યાણ**—દુર્ગાશંકર ઘેર છો કે,

**દુર્ગા૦**— હા ભાઈ આવો, કલ્યાણભાઈ આવો. ( કલ્યાણ દાખલ થાય છે. )

**કલ્યાણ**—કેમ ભજન બંધ રાખ્યું ચાલવા દયોને. ( દુર્ગાશંકર બીજું ભજન ચાલુ કરે છે. )

## ગાયન. ૮

**દુર્ગા૦**— **ભજન.**

**( કાનુડા ન જાણે મારી પ્રીત. ) એ રાગ.**

જાગીને જો જંજાળી જીવ જગતમાં શું છે ત્હારૂં રે
મહેલ મંદીર માળા વિશ્રામ ઠામ જે રે

મુકી જવાનું હરીને ધામ—જાવું ચરરરરરરરરે. જાગી.
સગાં ને સબંધી સર્વ કોઇ કોઇનાં નહીરે
મુવા પછી બાળી કરશે ખાખ, ઉઠશે ફરરરરરરરરે. જાગી.
પુન્ય ને પાપ બંને સાથેજ આવશેરે
પડી રહેશે બધી સુડી શાખ્ય, ઠરીને ઠરરરરરરરરે. જાગી.
સમજી થા અળગો મુકી માયા સંસારનીરે
ભજ એક ચિત્તે હરીનું નામ, તરવા તરરરરરરરરે. જાગી.

( ભજન દરમીયાન કલ્યાણ તથા લલિતા છુપી રીતે આંખના અણસારા તથા નખરાં કરે છે; કલ્યાણ તેની રીત સમજી જાય છે. પછી લલિતા રસોડામાં જઈ તરત પાછી આવી ને. )

લલિતા—( દુર્ગાશંકર પ્રતિ. ) સાંભળો છો કે.

દુર્ગા૦—શું છે.

લલિતા—આપણા ઘરમાં કંઇ ગંધાતું હોય એમ લાગે છે.

દુર્ગા૦—શું ગંધાય છે. મને તો કંઇ ગંધાતું નથી તને ક્યાંથી ગંધાય છે.

લલિતા—અરે કલ્યાણભાઈ તમને કંઈ ગંધ આવે છે કે.

કલ્યાણ—હા કંઇ ગંધાય છે તો ખરૂં.

લલિતા—એ-તમને કઇ તરફથી ગંધ આવે છે. જરા આથા આવીને જુઓ જોય વારૂ ( એમ કહી કલ્યાણને ઓરડામાં લઇ જાય છે પછી. ) વાહ તમે તો હવે બહુજ મોટા થયા હો એમ જણાય છે.

કલ્યાણ—વળી એમાં મોટા શાના.

લલિતા—( લટકો કરીને ) શાના તે આ અમે

તમને બહુ બહુ ચ્હાહયે છીએ છતાં તમે અમારા સામું જોતા નથી તેના !

**કલ્યાણ**—વાહ એમતે હોય એતો તમારા મનથી તમે મને મોંઘો ધારો તો ભલે હુતો એટલો બધો કંઇ મોંઘો થઈ પડું એમ નથી બોલો તમારે જે કહેવું હોય તે કહી દો.

**લલિતા**—વ્હાલા એતો તમે સમજ્યા હશો એમાં હું શું કહું.

**કલ્યાણ**—હા હા વ્હાલી એતો હું ખબર સમજ્યોછું તું મારી વ્હાલી ને હું તારો વ્હાલો એજને ?

**લલિતા**—હા હા એજ મારા રસીકલાલ એજ બીજું કંઈ નહી. પણ આપો જોય પ્રેમનો કોલ.

**કલ્યાણ**—વ્હાલી લ્યો આ પ્રેમનો કોલ ( અરસપરસ કોલ લે છે. ) હવે મને બ્હાર નીકળવા દો નહી તો પેલો ભગતડો વ્હેમાશે.

**લલિતા**—જાઓ ( કલ્યાણ બે ડગલાં ચાલે છે કે. ) જરા પાછા આવીને જાઓ.

**કલ્યાણ**—વળી શું છે.

**લલિતા**—ના ના નહીજ કહું.

**કલ્યાણ**—કહો કહો મારી વ્હાલી તમે ના કહો તે મારા સમ.

**લલિતા**—મારા રસીલા પ્રેમતો બાંધ્યો પણ પ્રેમ દાખલ મને શું નીશાની આપતા જાઓ છો.

**કલ્યાણ**—અત્યારે તો મારી પાસે આ ધોતી, બદન ટોપી ને જોડા એ ચાર વાનાં છે. માટે જોતું કહેતી હોઉતો તને પ્રેમની નિશાનીમાં એક જોડો આપતો જાઉ ને વળી વધારે નિશાની રાખવી હોય તો બેય આપતો જાઉં.

**લલિતા**—જાઓ જાઓ બળ્યું આમ મશ્કરી શું કરો છો.

**કલ્યાણ**—મશ્કરી ક્યાં કરૂંછું વ્હાલી એતો ઠઠ્ઠો કરૂંછું.

**લલિતા**—હવે ઠઠ્ઠો કર્યા વિના આપવાનું હોયતો હા કહો ને ના આપવાનું હોય તો ના કહો તો બસછે આટલેથી જ પત્યું. ( એમ કહી મોં ચઢાવે છે. )

**કલ્યાણ**—( સ્વગત ) હવે તો વાત બગડે એમ લાગે છે માટે કાંઇક દીલાસો આપું. ( લલિતાને ) મારી વ્હાલી અલબેલી ગભરાશો નહી. પ્રેમની નિશાનીમાં તમને એક હીરા જડીત્ર બંગડી આણી આપીશ.

**લલિતા**—( હર્ષીત થઇને ) વ્હાલા બહુ સારૂં. કલ્યાણ દુર્ગાશંકર પાસે આવે છે. )

**કલ્યાણ**—( દુર્ગાશંકર પ્રતિ ) અરે ભાઇ હું તો આખા ઘરમાં ફરી ફરીને થાકી ગયો અને શ્વાસ લઇ લઇને મારૂં નસકોરૂં પણ રહી ગયું પણ કંઈ પત્તો લાગતો નથી ( પછી લલિતા આવીને )

**લલિતા**—પીટ્યું અહીંયાં આવીયે છીયે તો ગંધાતું હોય એમ માલુમ પડે છે. ને અંદરતો કંઇ સમઝાતું નથી. બળશે મુકો છાલ.

**કલ્યાણ**—દુર્ગાશંકર બેસો હવે તો હું જાઉંછું

**દુર્ગા૦**—વારૂં ભાઈ પધારજો. ( કલ્યાણ જાય છે. )

## પ્રવેશ ૪ થો.

### સ્થળ—શંકરનું દેવળ.

( કેશર, કળાવતિ, બીજી સાહેલીઓ તથા ચંદ્ર કુંમારનું શીકારે આવવું. )

( સૌ સખીઓ દર્શન કરી આરતિ ઉતારે છે. )

## ગાયન ૯.

## આરતી.

કેશર
કળાવતિ
તથા
સાહેલીઓ } —જય જય જય જય જય શંકર

ભસ્મધર ભવજળ તારણ નાથ,
શિવશંકર ચિંત્યાતું પરિહર. જય.
સદા ઘટ ઘટમાં ભોળાનાથ,
ભજીયે ભાવથકી ઉમીયાવર. જય.
કૈલાશવાશી ભુતાદીનાથ,
નિવારો તાપત્રય ભયંકર. જય.
કૈવલ્યશાળી કૃપાળુનાથ,
જય જય ભોળા ૐ દીગંબર. જય.

આરતિ કરી રહ્યા બાદ પ્રદક્ષિણા ફરે છે દરમીયાન કનકપુરનો રાજકુંમાર શીકાર રમવા આવે છે ત્યાં બંધુકનો બ્હાર કરે છે. હરણ તથા સસલાં નાશાનાશ કરે છે. તેની પછવાડે પડે છે. તે જોઈ સઘળી સાહેલો ભય પામી એકદમ સંતાઇ જાય છે. )

## ગાયન ૧૦.

ચંદ્રકુમાર—

અહા ! જાય પેલું મધુરૂ મૃગલું ચાલ્યું જાય,
અતિ જોર વળી તોર વાહ ! બતાવતું જાય. અહા !
ભરી લાંબી લાંબી ફાળો મનમાંહે હરખાય,
ગયું દુર ઘણે દુર હવે કેમ ઝપડાય. અહા !
ગયું—ગયું—ગયું.

( જાનવરો નાસી જવાથી નીરાશ થઇ શંકરના દેવળ

આગળ વિશ્રામ લેવા ટકે છે તેને જોઈ કેશર પોતાની સખી કળાવતિ પ્રત્યે કહે છે. )

કેશર—સખી પેલો રાજકુમાર તો જો; જાણે ખરેખર કામદેવનોજ અવતાર ન હોય. અહાહાહા શું એનું ચંદ્રમાના જેવું ચળકતું તેજ છે. વળી મુખારવિંદ મંદ હાસ્ય થી ભરેલું અને કેવું શુસોભિત છે. વાહ ! સખી ! એની નાજુક અને કોમળ છબી નીહાળતાં મારૂં મન મોહિત થઈ ગયું છે. વળી મારી સઘળી સુધ બુધ વિસરી જઈ બે ભાન બની ગઇ છું.

## ગાયન ૧૧.

અલબેલો પેલો જોને સખી ઉભેલો.
મદ ઘેલો કેવો એતો રસે ભરેલો,
જોઈ એનું વદન કમળ ચિત્ત મારૂં ચળિત થાય,
રસીયની સુંદર છબી આ કાળજડું કોરાય;
અરે આહા અલબેલો પેલો. અલબેલો.
રસીયો એ મારા ઉરમાં વસીયો મારી પ્રેમ કટાર,
કામણગારાં લોચનીયાંએ વિંધાઇ આરપાર;
અરે આહા અલબેલો પેલો. અલબેલો.

અરેરે પણ હું અભાગીણીને એવો પતિ ક્યાંથી મળે. એતો કોઇના પુર્વનાં સંચિત હશે તેજ પામશે.

કળાવતિ—બેન ! આ રાજકુમાર તારે લાયકજ છે જો આવો પતિ તને મળે તો તારાં ધન્ય ભાગ્ય ઉઘડે અને આખી જીંદગી સફળ થાય.

કેશર—ત્યારે બેન હું તેની પાસે જઇને મળું ! અને સઘળી વાતથી વાકેફ કરૂં !

કળાવતિ—હા સખી જા તારૂં કાર્ય સફળ થશે.

( કેશર ચંદ્રકુંમાર પાસે જાય છે. )

**ચંદ્ર**—( આશ્ચર્યથી ) અરે બાળા તમે કોણછો અને મારી પાસે કેમ આવી ઉભાં છો.

**કેશર**—મારા મુગટમણી હૈયાના હાર, રસીલા સરદાર, આ સુંદરીનો સ્વીકાર કરો. હું અહીંયાંના રાજા રૂપસીંહની કુંમારી કેશર છું.

**ચંદ્ર**—કોણ ? કેશર તે તમારૂંજ નામ.

**કેશર**—હા પ્યારા.

**ચંદ્ર**—પણ તમારૂં સગપણતો વિલાસપુરના રાજકુંવર ગમારસીંહ સાથે થયેલું છે ને મારી સાથે તમે કેમ વરી શકશો ?

**કેશર**—પ્યારા ગમારસીંહ સાથે મારા પીતાજીએ મારૂં સગપણ અણખાત્રીથી કર્યું છે પણ મેં તે વિષે સ્વીકાર નહી કરતાં ત્યાંથી સગપણ ફોગ કરાવી બીજે ઠેકાણે વિચાર કર્યો હતો અને આજે પ્રભુએ મારાપર કૃપાદષ્ટી કરી આપનાં દર્શન કરાવ્યાં છે. તો આપનેજ હું મારા પ્રીતમ ગણી રથાપું છે.

**ચંદ્ર**—વાહ ? પ્યારી તમારો મારાપર આટલો બધો પ્રેમ છે. તો ભલે લ્યો આ કોલ હું આજથી તમારોજ છું.

**કેશર**— ગાયન ૧૨

( મન માયાના કરનારા ) એ રાગ

જીંદગાની સફળ કરનારારે પ્રીય પ્યારા પ્રિતમવર મારા
લ્યો શાણા સ્વિકારી આ હારારે કરો સુખે સંસારી સુધારા.
જીવન મારા, સુખ દેનારા, છો મુજ દીલે વસનારા
દાસી તમારી થઈ હવે સદાની હશી હૈડે લગાવો તમારા. પ્રીય.
ગુલાબ કોમળ કળી ખીલેલી સુખે સુગંધી લેનારા;

પ્રીતિનાં પાણી પાઇને સહુંણા કરજો કળીમાં વધારા. પ્રીય.
ચંપકવર્ણિ બની હું રાધીકા તમે છો કાન અમારા;
સુકોમળ સ્નેહની રસીક રીતમાં નિર્મળ નેહ ધરનારા. પ્રીય.

ચંદ્ર—પ્યારી હવે મારે જવાનો વખત થયો છે માટે રજા આપો.

કેશર—પ્યારા ફરી ક્યારે મળશો.

ચંદ્ર—સહુંણી પ્રેમ હશે તો ઘણી વખત મળીશું.

કેશર—પ્યારા! જાઓ કહેતાં મારી જીભ ઉપડતી નથી.

ચંદ્ર—પ્રીયા આમ અધીરાં ન બનો. મનમાં ધીરજ રાખી ખુશી થઈ મને જવાને હાલ રજા આપો.

કેશર—(ગળગળીત થઇને.) પ્યારા જાઓ. (ચંદ્રકુંમાર જાય છે. બાદ સૌ સાહેલીઓ ભેગી થાય છે.)

કળાવતિ—મારી વ્હાલી સખી કેશર હવે ઘેર તરફ ચાલો વખત ઘણો થઇ ગયો છે.

કેશર—મારી સખી, હવે મને ઘર તરફનો રસ્તો બીલકુલ સુઝ નથી પડતો. અને શરીરને પણ કંઇ ચેન પડતું નથી. મારૂં સઘળું ચિત્ત પેલો રાજકુંમાર ચોરી ગયો.

કળાવતિ—પ્રીય બેન આમ પ્રેમ ઘેલાં એકદમ ન બની જાઓ. પ્રેમ તો આજેજ બંધાયો છે ને આજેજ આમ કરો છો. હજુ મળવાનો ઘણો વખત છે. માટે જીવને સબુર આપો.

લલિતા—બેન હું પણ તમારી માફક પતિ પામવા ઘણી હોંશ રાખતી હતી ને હવે મળ્યા પછી હું ઘણી પસ્તાઉં છું.

કેશર—લલિતા તું શા કારણથી પસ્તાય છે!

**લલિતા**—શું કરૂં ગાંડા ભગતડાની સાથે મારૂં પાનું પડ્યું રોયાને કંઇ કામકાજ કરવું નહી. બે વખત ખાઇને આખો દીવસ ભાટની માફક રામડાં તાણ્યા કરે છે. ને મારૂં માથું પકવી નાખે છે. રોયાનામાં કંઈ ડાપણ તો છે નહી ને મોટો રાજગોર ઠર્યો છે. શું કરૂં હું તો એનાથી કંટાળી ગઇ છું. બેન.

**કેશર**—લલિતા આ તું શું બકે છે. આવું અણુઘટતું વાક્ય વદતાં તને જરાપણ સરમ નથી આવતી પોતાના પતિની નિંધ્યા કરે છે તે તને ઘટીત નથી. શાસ્ત્રમાં કહેલું છે કે. ગમે તેવો પોતાનો પતિ હોય તેને પ્રભુ સમ પ્રમાણીને સેવા ચાકરી કરવી, પતિનું વદેલું વાક્ય કદી ઉલંઘન ન કરવું. એ સતિ સ્ત્રીનો ધર્મ છે.

**કળાવતિ**—બેન હવે આપણને ઘણી વાર થઇ છે માટે ઘેર ચાલો.

**કેશર**—હા ચાલો. ( સર્વે જાય છે. )

( પડદો પડે છે. )

## પ્રવેશ ૫ મો.

### સ્થળ—રાજમહેલ.

**( રૂપસીંહ, રૂપસુંદરી તથા દેશળ. )**

**રૂપસીંહ**—પ્રીયવંદા ! તમે કુંવરીની પાસે ગયાં હતાં ત્યાં તેને સગપણ વિષેની વાત કહી સંભળાવી હશે.

**રૂપસુંદરી**—પ્રાણનાથ ? સગપણની વાત તો એણે જાણેલી છે. પણ તે ગભારસીંહ સાથે લગ્ન કરવા ના કહે છે.

**રૂપસીંહ**—પ્રીયવંદા, શા કારણથી ના કહે છે ?

**રૂપસુંદરી**—પ્રાણનાથ એણે કોઇ પાસેથી એવી વાત સાંભળી છે કે, ગમારસીંહતો ફક્ત તેના નામ પ્રમાણેજ છે. તથા ઘણો દુષ્ટ અધમ અને દુર્ગુણી છે. માટે કરી તે ઘણીજ દીલગીરી બની કલ્પાંત કરે છે. અને કહે છે કે જો મારાં ગમારસીંહ સાથે લગ્ન કરવા ધારશો તો હું મારા જીવનો અંત આણીશ. માટે પ્રાણનાથ ? તે વિષેની આપણે બરોબર ખાત્રી કરાવવી જોઇએ. જો ગમારસીંહ સદગુણી અને ડાહ્યો હોય તો કુંવરીને સમજણ પાડીયે અને જો તેના નામ પ્રમાણેજ હોય તો ત્યાંથી સગપણ ફોગ કરી બીજે સારા ઠેકાણે કરીયે.

**રૂપસીંહ**—નક્કી ખાત્રી કરાવવીજ જોઇએ. હાય ! શું, ગમારસીંહ કુંવરીના કહેવા મુજબજ હશે. જો એવો હોય તો બિચારી ભોળી બાળાનો આખો જન્મારો વ્યર્થ જાય. અને કુંવરીનાં પ્રાશ્ચીત લાગે માટે જલદીથી તે વિષે તપાસ કરાવવીજ જોઇયે. ( પોતાના ખવાસ દેશળને બોલાવીને. ) અરે દેશળ જલદીથી વિલાસપુર જા, અને ગમારસીંહની છુપી રીતે પક્કી પેરવી કરી લાવ.

**દેશળ**—આગ્ના મહારાજા. ( જાય છે. )

( પડદો પડે છે. )

# પ્રવેશ ૬ ઠો.

## સ્થળ—કેશળનો મહેલ.

### ( કેશર, કળાવતિ )

( કેશર એકલી વિચારમાં, કળાવતિનું આવવું. )

**કળાવતિ**—વાહ ! બેન આજે તો કાંઇ ઉંડા વિચારમાં પડ્યાં હો એમ લાગે છે.

**કેશર**—સખી ઉંડા વિચારમાં તો કંઇ પડી નથી.

**કળા૦**—ત્યારે શું સહેજસાજ વિચારમાં પડ્યાં છો ?

**કેશર**—સખી સહેજસાજ વિચાર પણ શાનો ?

**કળા૦**—શાનો તે પ્યારા પતિનો ?

**કેશર**—( શરમીંદ થઇને. ) સખી જા જા, અમસ્તી હાંસી શું કરે છે.

**કળા૦**—વળી પ્રીય સખીની હાંસી થતી હશે કે ? પણ હું તો એમ કહું છું કે, પતિ સાથે પ્રેમ લાગણીનો અરસપરસ કોલ, અને વાદ વીવાદ તથા સુંદર ચંદ્રમાના જેવી ચળકતિ પ્રતિમા એ સઘળું યાદ આવતું હશે.

**કેશર**—( વધારે શરમીંદ થઇને. ) સખી આમ એકદમ પ્રકાશ હાંશી ન કર મને શરમ આવે છે.

**કળા૦**—એમાં વળી મારી અગાડી તને શાની શર્મ આવે છે. શું હું તમારી વાત નથી જાણુતી ? હું તો સઘળું જાણું છું.

**કેશર**—એતો સખી હુંય જાણું છું કે તું સઘળું જાણે છે.

**કળા૦**—ત્યારે મારી આગળ તું કેમ શરમાય છે.

**કેશર**—મારી વ્હાલી સખી શરમાવાનું કારણુ તો એ છે કે તું જાણુવા છતાં મને કહાવી કહાવીને પુછે છે ને પછી મને મસ્કરીમાં લાવી મેળવે છે માટે.

**કળા૦**—ઓ, હો એમાં તે વળી શરમાવાનું હશે કે ? સરખે સરખાં છીએ તો કલાવીયેય ખરાં ને વળા લાગ આવે મશ્કરી પણુ કરી જઇએ એમાં તે શું થઇ ગયું કહો જોય વારૂ કેવા વિચારમાં પડયાં હતાં !

**કેશર**—સખી શું કહું. જ્યારની ચંદ્રકુમારની ખુશ-

સુરત, છબી મારા હ્રદયમાં વસી છે. ત્યારનું મને બીલકુલ ચેન પડતું નથી. અને તરેહ તરેહના તરંગો મારા મનમાં આવ્યા કરે છે.

કળા૦—મારી વ્હાલી સખી તું કહે છે તે ખરૂં છે. એની પ્રીય સુરતી એક ઘડી પણ વિસરાય નહી એવીજ છે. આહા એના ગુણ અને રૂપનું વર્ણન હું શું કહી શકું. વાહ? એના વદનનું તેજ ચંદ્રમાના જેવું ચળકતું અને મુખારવિંદ પણ મંદ મંદ હાસ્યથી ભરેલું. વાહ સખી તારા પરભવના પ્રારબ્ધથી પ્રભુએ તને આવો પતિ મેળવ્યો તે ઘણું સારૂં થયું.

### ગાયન. ૧૩

**(મોઢું લગાડો તો મારા સમ છે.) એ રાગ.**

સારૂં સારૂં સારૂં બ્હેની થયું નક્કી સારૂંરે
ફળ્યું ફળ્યું ફળ્યું બ્હેની ભાગ્ય ફળ્યું તારૂંરે. સારૂં.
અમન ચમન મન મગનમાં મ્હાલોરે
સુખ સાજ અહોનીશ દીવ્ય ભવ ભાળોરે. સારૂં.
જોડી જુગતેથી મળી નહી જરા ખોડરે
પુરે પુરા પ્રેમ થકી પ્રભુ તારા કોડરે. સારૂં.
ચંદ્ર રૂપે ચંદ્ર જેવા તેજનો અંબારરે.
એહેવા સંગે હેતે માણો સુખડાં અપારરે. સારૂં.

કેશર—મારી વ્હાલી સખી આ તારૂં પ્રેમ ભરેલું બ્યાન સાંભળી મારા અધીરા જીવને પતિ વિરહ વ્યાકુળતા પેદા થાય છે. હવે તો પ્રીયતમ પ્યારાનો ભેટો થવા આ હ્રદય ઘણુંજ ઉતાવળું થઈ રહ્યું છે. હાય, એ ગુણ દરીયો, ચંદ્રોદય કાન્તીવાળો, મારૂં ભીતર ભેદક ચિત્તનો ચોર મારો પ્રેમીપોપટ હ્રદયહાર ક્યાં હશે હાય હવે હું એને ક્યાં જઈ મળું.

## ગાયન. ૧૪

### ( રસીયો ક્યારે મળે. ) એ રાગ.

વ્હાલમ ક્યાં એ મળે, પ્રેમી ક્યાં એ મળે
ઉર આ ક્યારે ઠરે. વ્હાલમ.
સુખનો સાગર, પ્રેમ પ્રભાકર
વિરહિણીને શાન્ત ક્યારે કરે. વ્હાલમ.
પ્રેમી રસીક છેલા વિના કોમળ હૃદય મારૂં છળે
સુખ સ્નેહ સીંધુ ભેટવા સરિતા સતિ અતિ ટળવળે
ટવળે અતિ ચવળે અતિ સતિ શ્યામ મળવાને ઝુરે
ભોગી મળે મનહર મહાશ્રમ દુઃખ ઝટપટ તો હરે
મધુરો મોર ચિત્ત ચોરી ગયો એ
લટકાળો લાલો ખટકી રહ્યો એ
મુકીને મુજને અલગ થયો એ
વ્હાલા વિણ જીવ ઝુરી મરે. વ્હાલમ.

**કળા૦**—બેન આમ બેલી ના થા અને મનમાં ધીરજ રાખ બીલકુલ ઉતાવળી ન થા, ઉતાવળથી કંઈ કામ સરતું નથી, જે જે કામ છે તે ધીરજથીજ થાયછે. કહેવત છે કે ઉતાવળા સો બાવરા અને ધીરાસો ગંભીર માટે ધીરજ રાખ.

**કેશર**—વ્હાલી સખી ધીરજ ક્યાં સુધી રાખું હવે તો ઝુરી ઝુરીને મરવાનો વખત આવ્યો છે.

**કળા૦**—ધીરજનાં ફળ મીઠાં છે માટે તારી સઘળી ચીંતા દુર કરી ધીરજ ધર. ( કેશર શાન્ત થઇ બેસેછે થોડીવારે તેના શરીરમાં કામ પ્રવેશેછે. અને કેશરને સતાવેછે.)

**કેશર**—હાય સખી હવે હું કેમ કરૂં.

**કળા૦**—વળી શું છે.

**કેશર**—અરેરે પાપી કામ મારા શરીરમાં પ્રવેશ્યો છે હાય હવે હું શું કરૂં. ( ઘણી આકુળવ્યાકુળ થાય છે ) અરર સખી હવે મને કાંઇ ઉપાય બતાવ કે મારો પ્રવેશેલો કામદેવ સહન થાય.

**કળા૦**—પ્યારી સખી તારા મનના ખોટા ઉમળકા અને પ્રેમી વિચારને દુર કરી ધર્મ શાસ્ત્રનું પુસ્તક લઈ વાંચવા બેસ જેથી કરી તારા મનની દુષ્ટ વાંચ્છના દુર થશે.

**કેશર**—અરે આવા વખતમાં ધર્મ શાસ્ત્રનું પુસ્તક હાથ ધરાય નહી, કારણ કે મનમાંથી કામદેવની પ્રેરણા તો દુર ખસતી નથી તેથી ધર્મશાસ્ત્રનું પુસ્તક વાંચતાં તેમાં બીલકુલ ધ્યાન અપાય નહી અને ઉલટાં દોષિત કરીયે, માટે એ વિના બીજો ઉપાય સોધે તો ઘણું સારૂં.

**કળા૦**—ત્યારે ચાલો બેંન આપણે બગીચામાં ફરવા જઇએ ત્યાં મંદમંદ વાયુની લ્હેરો અને ફુવારાની ઠંડી હવાથી દીલને ઠંડક થશે અને સૌ સાહેલીઓનો મેળાપ તથા સુખ દુઃખની વાત પણ થસે જેથી કરી કામદેવ શાન્ત થસે.

**કેશર**—હા સખી એ વિચાર ઘણો સારો છે માટે ચાલો બગીચામાં ફરવા જઇએ. ( જાય છે )

## પ્રવેશ ૭ મો.

### સ્થળ—બગીચો.

**( કેશર, કળાવતિ, બીજી સાહેલીઓ તથા પછીથી રાક્ષસ. )**

(કેશર, કળાવતિ કોચપર બેઠાંછે, બીજી સાહેલીઓ ફુલ વીણવા આવે છે. સર્વેનો મેળાપ થાય છે. ગરબો ગાયછે.)

## ગાયન ૧૫.

**કેશર, કળાવતિ,**
**તથા સાહેલીઓ** } ગરબો.

**(ચોકના તે શાથીઆને સજની નીહાળો)** એ રાગ.

શર્દ શોભામણી એ રૂતુને નિહાળો
કેવી વીરહિણી એ ઝાંખી જોબનરે–મનમાં મ્હાલે છે.
જુએ બેઠી બાળાવાટ વ્હાલમની
જો ન આવે પ્રિતમ ભુવંનરે—ગ્રેહ પીડસાલે છે.
વ્હાલા વ્હેરી શું થયા, મન રાખી અંદેશ,
પ્રિતમ પરખો પ્રેમથી, બાળાબાળે વેશ.
બની વિરહીણી વેહ અતિ દેહમાંરે
આશ હરણી ને વંનમાં મુકી ગયા જો
પ્રેમ હર્ખિણી બાળા નગેહમાંરે
આવી મળા વ્હેલા અતિ સ્નેહમાંરે. આશ.
ભુલી ભમણામાં ભમી, રહી નહી સુધ કે શાન
તરંગ તરેહ તરેહના ભુલાવે મુજ ભાન
મન માને લોભીડું મન માને
પ્રીય પ્યારા પ્રિતમ મળવાને મન
મળુ કયારે મોહન કોઇ બાને
થાય આનંદ રજની રમવાને મન
જોબન ઉભરઈ જાય આ, જેવું નદીનું પુર
વાર્યું પોતે ના રહે, થાશે ધાર્યું ધુળ.
અબળાના આધાર આવો ઓ નાથજી
દાસીને શાને કકળાવોછો કાન
મંદીરીયે આવો તમે હે સુંદીર શ્યામ
નારી નીશાસામાં ડુબતી એ કાઢો તમે પ્રીય પ્રાણ. મંદીરીયે.

( ગરબો ગાઈ રહ્યા બાદ બીજી સાહેલીઓ ફુલ વીણવા જાય છે કેશર અને કળાવતિ હવા ખાવા કોચપર બેસે છે. ત્યાં એક ભમરો આવી કેશરને સતાવે છે. અને શાન્ત થયેલો કામ ફરીને જગાવે છે. )

કેશર—સખી મને આ દુઃષ્ટ ભમરો સતાવે છે ને મારો શાન્ત થયેલો કામ ફરીને જગાવે છે.

કળાવતિ—સખી ભમરો ક્યાં છે!

કેશર—અરે આ શું રહ્યો? હઠાવું છું તોય પીટ્યો હઠતોજ નથી હવે એને શું કરૂં.

## ગાયન ૧૬

## રાગ શીંહાનો કનરો.

ભોળીને ભમરા શીદ ભરમાવે, નાહક કોમળ ફુલ કરમાવે. ભો.
ભરજોબનમાં હું છું ભરેલી, ચિત્ત ભ્રમ કામાગ્નિથી બળેલી. ભો.
બાળે બળેલીને નિર્દય ભમરા, જાજા રડ્યા અહીંથી દુર નઘરા.ભો.
મધુરા મંમત મુક્ય નકામો, નાના કહુંતો પણ ભમે સામો. ભો.
ફરી ફરી ફરતો વળી વળી નાસે, જાય ને આવે વળી મારી પાસે. ભો.
ગણુ ગણુ કરતો કરે ગણુકારો, અનળ અગનનો થાય ભણુકારો. ભો.

( દરમીયાન ભયાનક એક રાક્ષસ આવી કેશરને ઉપાડી જાય છે. બગીચામાં હાહાકાર થઈ રહે છે. એકા એક સૌ સાહેલીઓનું આશ્ચર્ય ).

( પડદો પડે છે. )—ટેબ્લો—

## પ્રવેશ ૮ મો.

### સ્થળ—રાજમહેલ.

( રૂપસીંહ, રૂપસુંદરી, દેશળ તથા કળાવતિ. )

**રૂપસુંદરી**—પ્રાણનાથ ! ગમારસીંહની ખાત્રી કરવા દેશળને મોકલ્યો છે. તે હજુ સુધી કેમ નહી આવ્યો હોય ?

**રૂપસીંહ**—પ્રીયવંદા, આજે તો જરૂર આવવોજ જોઇએ. ( દરમીયાન દેશળ આવે છે ) ( દેશળ પ્રતિ. ) કેમ દેશળ શા સમાચાર લાવ્યો.

**દેશળ**—મહારાજા ગમારસીંહ તો બરોબર ગમાર જેવાજ છે.

**રૂપસીંહ**—અરે હાય, શું નક્કી ગમાર જેવાજ છે ?

**દેશળ**—હા, મહારાજા.

**રૂપસીંહ**—અરેહાય, ઘણી વિપરીત વાત બની, કુંવરીનું કહેવું સત્ય પડયું, હાય હવે શું કરવું, મારી સુકોમળ બાળા આવા દુષ્ટ પતિ સાથે એનો જન્મારો કેમ કાઢી શકે ? અને સંસારનો લ્હાવો કેમ લઇ શકે ? હાય એવા દુષ્ટ સાથે વળગાડવાથી એનો આખો જન્મારો તદ્દન વ્યર્થજ જાય. માટે ત્યાંથી સગપણ ફોગ કરીને બીજા સારા ઠેકાણે કરવુંજ પડશે ? અરે હું પણ કેવો મુર્ખ કે તે બાબત પુરી ખાત્રી નહી કરતાં મારી વ્હાલી પુત્રીનું એવા અધમ સાથે સગપણ કીધું. ( દરમીઆન કળાવતિ શ્વાસ ભરી આવીને )

**કળાવતિ**—મહારાજ બગીચામાંથી આજે કેશર બ્હેનને એક મોટો રાક્ષસ આવી ઉપાડી ગયો.

**રૂપસીંહ** }
**રૂપસુંદરી** }—(બંને આશ્ચર્ય બનીને) હાય હાય શું

કહે છે. અરે મહા જુલમ થયો. હાય એ દુષ્ટ રાક્ષસ પુત્રીને ક્યાં ઉપાડી ગયો હશે, અરે હાય હવે એ બીચારી ભોળી કુમારીકાની શી વલે થશે; દૈત્ર જાગે રાક્ષસ એને જીવતી કેમ મુકશે.

ગાયન ૧૭

( સ્વરૂપ શું કરો મુરખ જંત ) એ રાગ

હાય કરી કલ્પાંત મરશે મુજ બાળકડી હવે,
વિયોગ પામી માત તાતથી મળે હવે કયે ભવે.
નાખશે કુંવરીને મારી અરે એ રાક્ષસ ભયકારી,
પાપી પંઝે પુર પડી તે આશાશી છુટવાની
અરે ગરીબડી કામળ બાળા શીર કુટી મરવાની
નાખશે કુંવરીને મારી અરે એ રાક્ષસ ભયકારી

( પછી કેશરની ખોળ કરવા સારૂ સ્વારો ને મોકલેછે. કળાવતિ પણ તેની ખોળ કરવા સારૂ જોગણનો વેષ ધરી નીકળે છે. )

## પ્રવેશ ૯ મો.

### સ્થળ—જંગલમાં રાક્ષસની ગુફા.

( રાક્ષસ તથા કેશર. )

**રાક્ષસ**—હે મધુરી, મૃગાનેત્રી, કમળવદની, સુસોભિત-રંભા, સુસીલબાળા. હવે તારા મનના સઘળા વિચારો દુર કરી, મારી સાથે પતિ સબંધ માંડી આ રસીક રસીલાથી સંસારનો લ્હાવો લે.

**કેશર**—અરે! ઓ વિચિત્ર રાક્ષસ આ તમે શું વદો છો. હું બાળા પર આવી દુષ્ટ વાણી વદતાં જરા પણ શર્મ

નથી આવતી; હાય ? અરેરે પીતા તુલ્ય રાક્ષસ હુંતો આપનું નિર્દોષ બાળકશું. હાય મને આવી ભયાનક જગ્યાએ ક્યાં ઉપાડી લાવ્યા છો. અને મારા પર આ શો જુલ્મ ગુજારવા ધારો છો. અરેરે મને આ ભયાનક જગ્યોથી મુક્ત કરો.

**રાક્ષસ**—મધુરી મુક્ત થવાની આશા તો તું બીલકુલ રાખીશ નહી, હું તને અહીંયાં મારી સદાની પ્યારી કરવા ઉપાડી લાવ્યો છું. હવે, ભલે તું તારા મુખથી મને એક વખત નહી પણ હજાર વખત પીતા કહે, લાખ વખત દાદા કહે તો પણ હું તને મારા પંઝામાંથી છોડનાર નથી. અને મારી પ્યારી કર્યા વિના રહેનાર નથી એ તું નિશ્ચે જાણજે.

**કેશર**—( રડતી. ) અરેરે મારાપર આવો ખોટો અનર્થ કરવા કેમ ધારો છો. અરેરે શું મારા પર તમને બીલકુલ દયા નથી આવતી !

**રાક્ષસ**—અમને રાક્ષસ લોકોને બીલકુલ દયા હોતી નથી, માટે સમજવું હોય તો સમજીજા, અને આ પ્યારા પતિનો લ્હાવો લઇ સુખી થા તું એમ નહી સમજતી કે મને અહીં યાંથી કોઈ આવીને છોડાવે. અહીં તારૂં વ્હાલું કોણ છે જે મારા પંઝામાંથી છોડાવી લઈ જશે ? મનુષ્ય જાતિ તો અહીં આવેજ નહી અને ભુલે ચુકે આવે તો જીવતો પાછો જાયજ નહી. માટે સલુણી સમજી જા અને આ રસીક રસીલાથી સંસારનો લ્હાવો લે ( એમ કહી કેશરનું કાંડું પકડે છે. કેશર તરછોડી નાખતાં. )

**કેશર**—ઓ અધર્મિ જરા પ્રભુનો ડર આણ. તું એમ સમજે છે કે આ ભયાનક જંગલમાં અબળાનો કોણ આધાર છે. પણ સતિનો આધાર તો એક જગતપતિ છે. માટે

સતિ બાળાને ના સતાવ સતિને સતાવ્યાથી કોઈ સારૂં ફળ પામ્યા નથી તો તુ પણ પામીશ નહી.

ગાયન ૧૮

( જાણુંછો હઠીલા રાજા રાવણુનો ) એ રાગ.

શીદ સતાવોછો નાહક નારીને નહી તમારી થનાર,
સતિને સતાયે શું ફળ નિપજે તે તુ કરી જો વિચાર.
કેચાકીચે સતિ દ્રૌપદિ સાથે વર્ત્તિ રમવા જાર;
કાયા પોતાની ચુરે ચુરા થઈ ગઇ પામ્યો દુઃખ અપાર.

**રાક્ષસ**—કાય પડે ભલે દુઃખ નડે
ફરી ફરી નહી પ્રેમ જડે

**કેશર**—જારે જારે અભિમાન મુકી મુરખા
છટ છટ છાટકા તું દુર દુર થા

**રાક્ષસ**—માનો,

**કેશર**—દુર થા, ચંડાળ ધુળ ખા. શીદ.

**રાક્ષસ**—ઠીક છે હવે હું જાઉં છું તુ મારાથી ક્યાં સુધી પ્રેમ નથી બાંધતી, હાલ તો મારે જંગલમાં ફરવા જવાનો વખત થયો છે પણ ફરી આવી હું તારી ખબર લઇશ. ( જાય છે.—પડદો પડે છે. )

## પ્રવેશ ૧૦ મો.

**સ્થળ—વિલાસપુરનું જંગલ તથા દરીયો.**

**કળાવતિ તથા માછી લોકો.**

**કળાવતિ**—( એકલી ) આહા ! મારી પ્યારી સખીની શોધ કરી કરી થાકી ગઇ પણ ક્યાંય પત્તો મળતો નથી. હે ! પ્રભુ ? મારી વ્હાલી સખી ક્યાં હશે અને તે

શું કરતી હશે? હાય જીવતી હશે કે મરી ગઈ હશે. દૈવ જાણે એની શી ગતી થઈ હશે. હાય હાય હવે મને એ ક્યાં મળે.

### ગાયન ૧૯.

રંગી પ્રેમી, મન વિરામી. વ્હાલી બ્હેની, ક્યાં તું મળશે.
સખી સંગી, સદા ઉમંગી, વ્હાલી બ્હેની, ક્યાં તું મળશે.

જોગ લીધો આ વખ્ત મેં બહેની તુજને માટ
તુજ કારણ રહચે મને, થાય ઘણો ઉત્પાત. રંગી.
ઢુંડ ઢુંડ કરતી ફરૂં, નદી નાળાં ગીરનાર
ભાળ કયાંય મળે નહી, બ્હેની તારી લગાર. રંગી.

( ત્યાંથી થોડેક દુર જાય છે ત્યાં એક દરીયો જોવામાં આવે છે ત્યાં જઈ કીનારાપર ઉભી રહે છે. થોડી વારે તેની આંખમાં નિંદ્રા ભરાઇ આવે છે તેથી ત્યાં સુઈ જાય છે. પછી દરીયામાંથી એક મોટો મચ્છ નીકળી કળાવતિને ગળી જઈ દરીયામાં ડુબી જાય છે. પછી થોડી વાર પછી માછી લોકો માછલાં પકડવા આવે છે. )

**માવલો**—એલા રવલા હજુ સુધી પેલો મેઘલો ચીમ નહી આયો;

**રવલો**—એલા એતો મને ઇમ કહેતો હતો કે મારી જાળ ફાટી જઈ સે તે હાંધીને આઇશ.

**માવલો**—તારે હવે ચીમ થશે એલા એના વગર તો આપણું કામ ભાજી પડસે!

**રવલો**—ચીમ એલા એમ? આપણી પાંહે બે જાળો તો સેને સાથી કામ ભાજી પડશે.

**માવલો**—જાળા તો સેજ તો પણ એ મેઘલા જેવો

તું બાહદર નહી તો. ( એવામાં દુરથી મેઘલાને આવતો જોઇને ) એલા રઘલા પેલો મેઘલા જેવો ચીચો આવતો દીહેસે.

**રઘલો**—એલા એતો એજ તારો બાધ્ધર બંધુ આવે સે. ( મેઘલો દાખલ થાય છે. )

**માવલો**—મારા બાધ્ધર બંધું તને આવતાં આટલી બધ્ધી વાર ચીમ લાજી તારા વગર તો હું ચીહારનો ટળવળું સું.

**મેઘલો**—ભઈ મારી જાળ ફાટી જઈતી તે જરા હાંધવા રયો એમાં વાર લાજી.

**રઘલો**—હવે બધ્ધી વાતો પડતી મુચી દઇને જે કામે આયા સીયે એ કામ કરો તો પાસું વેળા સતા ઘેર જવાય.

**મેઘલો**—હા ભઇ હાસી વાત સે સાલો ઝટ તીયાર થઈ હૌ હૌની જાળો લઈ દરીયામાં પડીયે. ( પછી ત્રણેજણ પોત પોતાની જાળ લઇ દરીયામાં પડે છે. એવામાં મેઘલાની જાળમાં એક મચ્છ ભરાઇ આવે છે. મેઘલો પોતાની જાળ બ્હાર ખેંચી લાવે છે. પછી. ) એલા માવલા, રઘલા બ્હાર આવજો.

**માવલો**—હું કામ સે એલા.

**મેઘલો**—એલા આવો તો ખરા.

**રઘલો**—( માવલા પ્રત્યે. ) એલા કાંઈ હોય એમ લાજે સે તે વગર આપણને બોલાવે નહી.

**માવલો**—હંડ તારે જઇ આવીયે. ( બંન્ને જણ મેઘલા પાસે જાય છે. )

**મેઘલો**—માવલા, આમાં મને કાંઈ વ્હેમ પડતું દીહે સે.

**માવલો—**શીમાં એલા.

**મેઘલો—**આ, મસમાં.

**માવલો—**( મચ્છને ફેરવીને ) હંઅ:તો એલા એનું પેટ જાણે માંહણુ ગળ્યો હોય એવું દીહે સે.

**રઘલો—**એવું દીહતું હોય તો લે આ સરો ને એનુ પેટ ફાડીને કર બે ફુરસાડીયાં. ( માવલો છરા વતિ મચ્છને ચીરે છે તો માંહેથી એક જુવાન છોકરી નીકળે છે. )

**માવલો—**મેઘલા ! તારી વાત તો હાસી પડી જોને ચેવી રૂપાળી સોકરીને મારો ડીસરો ગળી જ્યો સે. ( હાથ અડકાવીને ) એલા પણ આતો મરેલી હોય એમ દીહે સે.

**રઘલો—**( ફેરવીને ) ના ના એલા આતો ગાભરી બની જઈ સે તેથી એવી દીહે સે.

**મેઘલો—**તારે એલા લાવ તારૂં ફાટલું લુંગડું ભડકો કરી ને આ સોકરીને જરા શેક કરીય તો એનો પરાણુ મકાનમાં આવે. ( રઘલો લુંગડું આપે છે. પછી તેને લગાડીને ભડકો કરીને ત્રણે જણ કળાવતિને શેક કરે છે. પછી થો-ડી વારે સુદ્ધીમાં આવે છે. ) એલા હવે એનો પરાણુ મ-કાનમાં આવ્યો સે. હવે એને ચીમ કરવી સે.

**રઘલો—**આ સોકરી તો રાજાની કુંવરી જેવી દીહેસે.

**માવલો—**હંઅ:તો એલા એવીજ દીહે સે

**રઘલો—**આ સોકરી તો આપણા રાજા છાગને આ-પી હોય તો હારૂં ચીમ કે રાજા છાગ આપણા પર બહુ રાજી થશે ને વળી દામ પણ દેશે.

**મેઘલો—**હા હા એલા સાલો રાજા છાગને તાં લઈ જઈએ. ( જાય છે. )

## પ્રવેશ ૧૧ મો.

**સ્થળ**—વિલાસપુરમાં મેઘસીંહની કચેરી.

( મેઘસીંહ, પ્રધાન, દરબારીઓ, વારાંગનાઓ, છડીદાર, પ્રતિહાર બાદ કળાવતિ તથા માછીઓ. )

**છડીદાર**—મહારાજાધીરાજ મેઘસીંહ મહારાજાને ઘણીખંમ્મા નીઘાપે નિઘારખ્ખો મહેરબાન—સલામ.

( વારાંગનાઓ પ્રવેશ કરે છે. )

### ગાયન ૨૦.

### નાચ.

### રાગ કેરબાની ઢબ.

**વારાંગનાઓ**—

દીજો દીજો દર્શન મોહે સાવરીયા,
સખીઓ સબ રૂમઝુંમ કર આઇ ખેલન તોરી સાથ;
કહાં છુપાયા કાન મોરા શ્યામ સલુના નાથ. દીજો.
મુરકી ડાળી જીગર મોહાયા લગી લગન વારાજ;
તોરી લગનમેં હુઈ દીવાની મીલો મોહે શીરતાજ. દીજો.
ઢુંઢેરી સબ બિંદ્રા બનમે મીલને કુ શીરદાર;
દર્શન તોરા દીયો જીયરવા કરતી જીયા નીશાર. દીજો.
બંશીવાલા કીસ્ન ભુપાલા મુખસેં જપતી નામ;
કર જોરી હમ કરત બિંનતિ નાંહી સતાવો શ્યામ. દીજો.

( નાચ થઇ રહ્યા બાદ. )

**મેઘસીંહ**—પ્રધાનજી આપણા રાજ્યમાં રૈયત સુખી છે કે દુઃખી તે મને હાલ જણાવો.

**પ્રધાન**—મહારાજા આપનો નેકન્યાય અને દયાળુ

સ્વભાવ આપના આખા રાજ્યમાં પ્રગટ થઇ રહ્યા છે. ને આપના રાજ્યમાં ઠેર ઠેર આપની સુભવાસના પ્રજાના મુખે સંભળાય છે તો પ્રજાના સુખનું શું પુછવું.

**મેઘસીંહ**—વારૂ ઘણું સારૂ.

**પ્રતિહાર**—મહારાજા બ્હાર કોઈ અરજદાર આવી ઉભા છે તે અંદર આવવા રજા માગે છે.

**મેઘસીંહ**—ભલે અંદર આવવાદ્યો. ( માછીઓ દાખલ થાય છે. ત્રણે જણ સલામ કરી ઉભા રહે છે. ) ( માછીઓ પ્રતિ ) તમારે લોકોને શી અરજ કરવાની છે.

**માછીઓ**—રાજાછાબ અમેતો એક સોકરી આપવા આયા સીયે.

**મેઘસીંહ**—ક્યાં છે છોકરી ?

**માછીઓ**—છાબ બ્હાર ઉભી રાખીમે હુકમ હોયતો મહી બોલાવ્યે.

**મેઘસીંહ**—ખુશીથી બોલાવો.

**મેઘલો**—( હાથની સાંન કરી. ) સોકરી મહી આય. ( કળાવતિ અંદર દાખલ થાય છે. તેને જોઇને. )

**મેઘસીંહ**—આ છોકરીને તમે ક્યાંથી લાવ્યાછો ?

**મેઘલો**—રાજાછાબ એતો અમે દરીયામાં માસલાં ઝાલવા ગ્યા હતા તાં માસલાને બદલે મારી જાળમાં એક મોટો મસ ભરઈ આયો તે મસને અમે બ્હાર કાઢીને ચીર્યોતો મહીંથી આ સોકરી નેહરી પસી અમે મનમાં વચાર કર્યો કે આવી સોકરી આપણા ઘરમાં નહી દીપે માટે

રાજાજીઅને આપીઆઈયે તો ઠારૂં. પછી અમે એને લઇને અહીં આપવા આયા સીયે.

**મેઘસીંહ**—વારૂં, ઘણું સારૂં થયું. ( પ્રધાન પ્રતિ. ) પ્રધાનજી ખજાનચીને હુકમ કરો કે આ લોકોને ભંડારમાંથી દ્વામ આપી ખુશી કરે.

**પ્રધાન**—આગ્ના મહારાજા ( પછી શીપાઈ સાથે માછીઓને ખજાનચી પાસે મોકલાવે છે. શીપાઇ માછીઓને લઇને જાય છે. )

ગાયન ૨૧

રાગ ગજલને મળતો

દરબારીઓ—

ઉમંગ ઉમંગ ઉમંગ આજ દીન છે ઉમંગ;
ઉમંગ સર્વને સદા ઉમંગ રાજ્યરંગ. ઉ૦

કરી પ્રભુએ મ્હેર વાહ ! ધન્ય ધન્ય ધન્ય;
આનંદ આનંદ આનંદ આજ સકળ થયાં મંન. ઉ૦

( કચેરી બરખાસ્ત થાય છે પડદો પડે છે. )

# ડ્રોપસીન.

# અંક ૧ લો. સમાપ્ત.

# અંક ૨ જો.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ—જંગલમાં રાક્ષસની ગુફા.

(કેશર તથા રાક્ષસ.)

કેશર—(એકલી) ગાયન ૨૨.

પ્રભુ સ્મરણ.

હે જગદીશ, નમું શીશ, કરજો સ્હાય હરીહર ઇશ;
કૃપાળુ દેવ, કરૂં તમ શેવ, થાજો વ્હાર હે તતખેવ.
પ્રભુ......વિભુ......આશરો છે ત્હારો.
તારો; ઉગારો; કે મારો; હરીહર આશરો છે ત્હારો;
હે કીરતાર, નમું મોરાર, કૃપાળુ કરો કૃપા આ વાર
કરે કો સ્હાય, અરે ત્યાં હાય, હવે તો તું કરે તે થાય.
પ્રભુ......વિભુ......આશરો છે ત્હારો
તારો; ઉગારો; કે મારો; હરીહર આશરો છે ત્હરો.

અરે પ્રભુ તારા વીના આ અતિ સંકટમાંથી મને કોણ છોડાવે. કોઇ નહી ? હાય વિભુ તારો મેં શો અપરાધ કર્યો છે. આ તારા કોમળ પુષ્પને ધગધગતા અંગારામાં મુકી દીધું છે. તેને અતિ કષ્ટ સહેવું પડે છે. માટે મનમાં રહેમ લાવી મને આ અંગારરૂપી રાક્ષસના પંઝામાંથી બ્હાર ખેંચી લઇ આ દુ:ખથી મુક્ત કર અરે દીનાનાથ કૃપાળુદેવ તારા વીના મને આ વીકટ વગડામાં સ્હાય કોણ કરશે ! હાય હમણાં દુષ્ટ રાક્ષસ આવી મારા અમુલ્ય શીયળનો

ભંગ કરશે અને મારૂં સત્ય ચુકાવશે. હવે તો હે પ્રભુ ફક્ત તારા આધારેજ છું. ( દરમીયાન રાક્ષસ આવે છે ).

**રાક્ષસ**—હે રસીલી રંભા, કેમ હવે માને છે કે નહી. જો માનેતો ઠીક છે નહીતો આ તલવારથી તારી કોમળ કાયાના ટુકડે ટુકડા કરી સમડી અને ગીધ પક્ષીઓને ઉજાણી કરાવુંછું.

**કેશર**—આ નિર્પરાધી બાળાપર જરા પ્રભુનો ડર આણી દયા લાવ, અને તારા ચકડોળે ચઢેલા કાંમાન્ધ જીવને ઠેકાણે લાવ, આમ ઘોર કૃત્ય કરવું એ મારી સાથે તને બીલકુલ છાજતું નથી. અરે હાય ? બિચારી ભોળી અને સતિ બાળાઓને પોતાનાં માત તાત સગાં સહોદરથી વિયોગ પમાડી આમ અચાનક ઉપાડી લાવી બળાત્કાર સંભોગ કરવા ઇચ્છે છે. હાય ઓ દુષ્ટ, અધર્મિ તને ભોળી બાળાઓના નીસાસા લાગ્યા વીના કેમ રહેશે, અને પ્રભુ પણ તારા પર રાજી કેમ રહેશે. હજુ સુધી સતિ સ્ત્રીની રીતમાં તું બીલ-કુલ વાકેફ નથી. સતિ સ્ત્રીનો ધર્મ શું છે કે જ્યાં સુધી પોતાના ખોળીયામાં જીવ છે ત્યાં લગી પોતાના અમુલ્ય શીયળ રત્નનો ભંગ થવા દે નહી ગમે તો એ બદલમાં પો-તાનો જીવ આપે તે બહેતર છે પણ કોઈ કાળે સત્ય ચુકશે નહી એ તું નિશ્ચે જાણજે.

**રાક્ષસ**—હે મારી શુશોભીત રંભા ! તું મને જે જે વચનો કહે છે તે સાંભળવામાં મારૂં બીલકુલ ભાન નથી પરંતુ ફક્ત તારી સાથે ભોગવિલાસ માણવાનું ભાન છે. માટે મારી મધુરી પ્યારી ઝાઝી વાર ન કરતાં આ સલુણા સાથે સંસાર લ્હાવો લ્યો. ( એમ કહી કેશરનું કાંડુ પકડે છે. કેશર તરછોડી નાખીને. )

**કેશર**—દુષ્ટ અધર્મિ હેવાન મને છોડી દે ના સતવંતિબાળાના શ્રાપથી તું હમણાં બળી ખાખ થઇ જઇશ.

ગાયન ૨૩.

દુર રહે દુર અરે ક્રુર દુર દુર,
દુર ઓ ક્રુર રહે દુર દુર દુર,
બતાવે શુર, શું ભરી ભરપુર, ઓ ચંડાળ ક્રુર. દુર.

**રાક્ષસ**—

માન માન માન જરા માન કહ્યું માન,
માન ઓ નાદાન જરા માન માન માન,
કરે અપમાન, ઓ નારી નાદાન તું ભુલીને ભાન. માન.

**કેશર**—

ચંડાળ કંગાલ અરે દુર દુર ક્રુર,
અરે હીજડા હેવાન શું બતાવે શુર;
ઓ નફટ પુર, શું તારા રગદુર, હઠ મુકી થા દુર. દુર.

**રાક્ષસ**—

ધુતારી ઠગારી કહ્યું માન મારૂં માન,
થા પ્યારી ઝટ મારી થાય શીદ હેરાન,
મુકય અભિમાન, ઓ પ્યારી હેવાન, તારો લેવાનો જાન. માન.

ઓ અભીમાની નારી હવે તારો અભિમાન મુકી દે નહીતો હમણાં તને મગતરાની માફક એક પળમાં મસળી નાખીશ.

**કેશર**—મંમત ભરેલા તારો મંમત જવાદે, છોટા જાણી મોટાથી મરાતું નથી અને મંમત ધરી મારવા જાય છે તો પોતાનુંજ મોત થાય છે.

## ગાયન ૨૪.

હસ્તી મોટો મદમસ્ત બની ફુલી ફાલી ફરનારો,
તેને પણ પળમાં દુઃખી અતિ તુચ્છ મચ્છર એક કરનારો;
જાણો જંગલ મહા વિકટ વિશાળ ઝાડીનો ઘણો વધારો,
પડે પાવક રજ એક તરતનો કરે ઝાડ ભસ્મ હજારો.

**રાક્ષસ**—હવે તારી ડાહ્યલી વાતો રહેવાદે અને મારી સાથે પ્રેમ બાંધ.

**કેશર**—પાપી પ્રેમની વાત વિસારી દે. અને મને આ દુઃખમાંથી મુક્ત કર.

**રાક્ષસ**—મુક્ત થવાની આશા છોડી દે, હવે તો તારા શીયળનો ભંગ કાંતો તારા જીવનો ભંગ એ નક્કી જાણજે.

**કેશર**—દુષ્ટ આ જીવ જાયતો બહેતર છે. કદાચ આશમાન પાતાળ એક થાય, મેરામણ પોતાની માઝા મુકીદે, સાગરમાંથી નીર સુકાઈ ખુટી જાય તો ભલે પણ આ સતિ બાળા પોતાના અમુલ્ય શીયળનો કોઈ કાળે ભંગ થવા દેનાર નથી-નથી તે નથી. અને તને આ મુખેથી કોઈકાળે પ્યાર કહી બોલાવનાર નથી...નથી...તે નથી. એ તું નિશ્ચે જાણજે.

**રાક્ષસ**—( ક્રોધાવેશમાં ) અરે ઓ લુચ્ચી, ઠગારી, ધુતારી, તારાં અભિમાન ભરેલાં વાક્યો સાંભળી, મારા હૃદયમાં રોમ રોમ જ્વાળા પ્રગટ થઈ રહી છે. હાય હવે તો નક્કી આ તલવારથી તારો પ્રાણ લઉં. ( તલવાર મારવા ધસે છે. તેના ભયથી કેશર ધરણીપર ઢળી પડે છે. પછી રાક્ષસ તેને ગડદા પાટુનો માર મારે છે. )

**કેશર**—અરેરે કોઈ આવો, આ સતિને છોડાવો, આ અબળાની વારે ધાઓ. અરેરે આ જુલમ માર મારાથી

નથી સહન થતો, હમણાં એક ઘડીકમાં મારો પ્રાણ નીકળી જશે (રાક્ષસને) અરે પાપી આજનો દીવસ મને જીવતિ રહેવા દે કાલે હું તને મારા મનનો ખરો વિચાર જણાવીશ (પછી રાક્ષસ તેને મારતાં અટકાવ કરીને.)

રાક્ષસ—આજે તારા કહેવા મુજબ જીવતી રાખું છું. પણ કાલે નહી માને તો નક્કી તારો જાન લઇશ. (કેશરને ઉંચે લટકાવે છે. બાદ જંગલમાં ફરવા જાય છે)

(પડદો પડે છે.)

## પ્રવેશ ૨ જો.

### સ્થળ—દુર્ગાશંકરનું ઘર.

### (લલિતા, કલ્યાણ, બાદ દુર્ગાશંકર તથા તેના મીત્રો.)

(લલિતા ઘરમાં એકલી, કલ્યાણ બહારથી ધાંટો પાડે છે.)

કલ્યાણ—દુર્ગાશંકર ભાઇ છે કે ?

લલિતા—(એકદમ બહાર જઇને) એ નાના, આબો નથી એતો એમના મીત્રોને ઘેર ગયા છે. (પછી કલ્યાણ ખુશી થતો ઘરમાં દાખલ થાય છે.)

કલ્યાણ—તે કયારે આવશે !

લલિતા—અરે એતો આવશે હવે સાંજે.

કલ્યાણ—ઠીક થયું ત્યારે તો આપણને મજા પડી.

**ગાયન ૨૫.**

થઇ મઝા (૨) હવે પ્રિતિરસનો લેવા લ્હાવો.
જોબનીયું ઝલકાવો.

**લલિતા**—છે રજા (૨) લ્યો પ્રિતેથી રસ બસ કરી છેલા
રતિરસ લઇને લ્હાવો.

**કલ્યાણ**—અલબેલી વેલી ન વેલી તુ છનકારી

**લલિતા**—અલબેલા ઘેલા છબીલા છો પ્રીય ભારી
આ યૌવન બગીચે પુષ્પો ખીલ્યાં,
લ્યો ચુંટીને લ્હાવો.
આવો પ્રિતે રસીયા આવો,
પ્રિતમ શા સારૂ શરમાઓ;
અર્પણ આ તન મન ધન સૌ તમને
શાને દીલ અટકાવો.

**કલ્યાણ**—મારી રંગીલી આજે દુર્ગાશંકર નથી માટે પુરેપુરો પ્રીતી લ્હાવો લેવાનો વખત છે ફરીથી અહાવો વખત મળવો મુસ્કેલ છે. માટે આજે તમારૂં બધું હેત મને જણાવો અને મને મન ગમતો મહાલવા દ્યો.

**લલિતા**—વ્હાલા ભરથાર તમારાથી મારે શું વધારે છે તમે કહેશો તે પ્રમાણે કરવા તૈયાર છું પણ કેવી રીતથી મ્હાલવા વિચાર છે.

**કલ્યાણ**—કેવી રીતથી તે પલંગ ઢાળો, ઉપર તળાઇ પાથરો, બીછાનું બીછાવો. પછી અત્તર ફુલેલ છાંટો.

**લલિતા**—પછી ?

**કલ્યાણ**—પછી હું સુઇ જાઉ ને તમે પંખો લેઇ મને વા ઉરાડો.

**લલિતા**—પછી ?

**કલ્યાણ**—પછી શું તે, રતિ રસનો લ્હાવો.

**લલિતા**—હઃ

**કલ્યાણ**—હા હા. ( એવામાં બ્હારથી દુર્ગાશંકર ધાંટો પાડે છે. )

**દુર્ગાશંકર**—અરે બારણું ઉઘાડજે.

**કલ્યાણ**—( લલિતા પ્રતિ ) બ્હાર ધાંટો કોણ પાડે છે?

**લલિતા**—કોણ તે ધરધણી.

**કલ્યાણ**—( એમદમ ગાભરો બનીને ) હાય હાય હવે મારી શી વલે. મારા ક્યાં ભોગ લાગ્યા તે હું તારી પાસે આવ્યો. હવે તો હું તને પગે પડીને કહુંછું કે મને કોઈ જગ્યોયે સંતાડ, નહીતો હમણાં એ ભગતડો મારી મારીને મારો આટો કાઢી નાખશે.

**લલિતા**—સંતાડવાનું એવું કંઇ ખાંજરૂં બાંજરૂં છે નહી, પણ જુઓ ઉંચે પેલું સીંકુ લબડે છે તેમાં ભરાઈ જાઓ.

**કલ્યાણ**—ત્યારે મને જરા ઉંચો કરને ભરાઇ જાઉં. ( લલિતા ઉંચો કરી સીંકામાં બેસાડે છે પછી બારણું ઉઘાડે છે. બાદ દુર્ગાશંકર તથા તેના બે મીત્રો અંદર દાખલ થાય છે. દુર્ગાશંકર પોતાના મીત્રોને બેસાડીને ભજન કરવા મંડે છે. )

ગાયન ૨૬.

**ભજન.**

**દુર્ગાશંકર**—

જીવડલા શીદ કરે છે મ્હારૂં ત્હારૂં;
મુરખડા, ત્હારૂં મ્હારૂં અહીં રહેના.

મ્હારૂં કહીનેરે મંમત્ત ધરે ખોટા;
ત્હારૂં તે ન્યારૂં થનારૂંરે. જીવડલા.
કાચ કુંપા જેવી કાચી કાયા તારી,
ભાગે તે કોણ સાંધનારૂંરે. જીવડલા.
જીવ મુસાફર હવાઈ આવી વસ્યો,
જાતાં તે કોણ રોકનારૂંરે. જીવડલા.
મારૂં મારૂં જોતાં એક પ્રભુ છે તારો,
ભજ હરી નામ પ્યારૂંરે. જીવડલા.

( બાદ લલિતા છળ ફેલ કરતી આવે છે. )

**લલિતા**—અરર હાય હાય મરી ગઇ બાપલીઆ, મારો પ્રાણ નીકળી ચાલ્યો, હવે હું શું કરૂં.

**દુર્ગા૦**—શું છે ? એક ઘડીકમાં શું થઇ ગયું ?

**લલિતા**—અરર મારી છાતીમાં શુળ આવે છે. મને કંઇ દવા લાવી આપો નહીતો હમણાં મારો પ્રાણ નીકળી જશે.

**દુર્ગા૦**—ગભરઇશ નહી, સબુર કર, હું દવા લઈ આવું છું. ( પોતાના મીત્રો પ્રતિ ) ભાઇઓ જરા બેસજો હું દવાખાનામાંથી દવા લઇને આવું છું. )

**મીત્રો**—ભાઇ હવે અમે ઘેર જઇશું તમે તમારે ખુશીથી દવા લેવા જાઓ, ( જાય છે દુર્ગાશંકર પણ જાય છે. બાદ, )

**લલિતા**—( કલ્યાણને ) પેલાને મેં દવાને બહાને કાઢ્યો છે ત્યાં સુધી તમે ઘેર જતા રહો. ( કલ્યાણ સીકામાંથી દડદડો મારી નીચે પડે છે. ને તરત જીવ લઇને ઉઘાડે માથે ઘર તરફ નાસવા માંડે છે.) અરે જરા પાછા આવજો.

**કલ્યાણ**—શું કહે છે ઝટ બોલને રાંડ, નહીતો પેલો કાળચક્ર આવશે તો વળી પંચાત થઈ પડશે.

**લલિતા**—આ તમારી ટોપી તો લેતા જાઓ. ( કલ્યાણ પાછો આવીને. )

**કલ્યાણ**—બળી મારી ટોપી ને ફોપી ઝટ નાશી જવા દે ને ( ટોપી લઇને છુપાતો છુપાતો ઘરની બ્હાર નીકળી જાય છે. બાદ દુર્ગાશંકર દવા લઇને આવે છે. )

**દુર્ગા૦**—લે પ્યારી આ દવા એનું પલારસતર કરી શુળ આવતું હોય ત્યાં ચોઢી દે, હમણાં શુળ આવતું બંધ થઈ જશે.

**લલિતા**—વાહ ? પ્યારા દવા લાવ્યા તે ઘણું સારૂં કીધું. પણ તમારા ગયા બાદ મને વધારે પીડા થવાથી છાતીને અગ્નીથી શેક કર્યો, તો મને શુળ આવતું બંધ થઇ ગયું. પ્યારા હવે આપને ભુખ લાગી હશે માટે ચાલો જમી લઇએ. ( બંને રસોડામાં જાય છે. )

## પ્રવેશ ૩ જો.

### સ્થળ—જંગલમાં રાક્ષસની ગુફા.

### ( કેશર, ચંદ્રકુમાર, બાદ રાક્ષસ. )

**કેશર**—( એકલી ) આહા આજે મારૂં શીયળ વ્રત કેવી રીતે સચવાશે ? વળી રાક્ષસને મેં આજનો દીલાસો દીધેલો છે હાય ! એ નિર્દય તો હમણાં આવશે ને નક્કી આજે તો મારા શીયળનો ભંગ કરશેજ, અરેરે હવે હું શું કરૂં. ( પ્રભુ સ્મરણ કરે છે. )

## ગાયન ૨૭

### ( સુંદીર શામળીઆ. ) એ રાગ.

સુખ કર મોરારી, જાપ જપું નીત્ય તારો,
ગુણવંત ગીરધારી, સ્હાય કરી ઉગારો;
ધ્યાન ધરૂં અહો નીશ તમારૂં,
શબ્દ મુખે ગોવિંદ ઉચારૂ;
નેહ ધરી કર કૃપા કૃપાળુ,
પડે દેહને કષ્ટ અકારૂ;
મેહેર કરી ઉર ધારો. સુખ.

અહલ્યા તારા દ્રોપદિ નારી,
સ્હાય કરી મીરાંબાઈ તારી
સૌ સતિઓને ઉગારી મોરારી,
ઉગારજો મુજને ઉરધારી,
આશરો એક તમારો. સુખ.

પ્રભુ–પ્રભુ–હે પ્રભુ, તારા વિના મને કોણ બચાવશે. ( એમ કહી રૂદન કરે છે દરમીયાન જંગલમાં ચંદ્રકુમાર શીકાર રમવા આવે છે, તેના કાને રૂદનનો સ્વર સંભળાય છે. કાંન માંડી સાંભળે છે. )

**ચંદ્રકુમાર**—( આશ્ચર્ય બની. ) આહા આ ઝીણો સ્વર રૂદનની માફક શાનો સંભળાય છે. ( થોડેક દુર જઈ કાંન માંડી સાંભળે છે. ) અહા જાણે કોઈ અબળા જાતી રૂદન કરતી હોય એમ સંભળાય છે. લાવ તેની તપાશ કરૂં. ( ત્યાંથી થોડે દુર જાય છે, તો ત્યાં એક ગંભીર ગુફા જોવામાં આવે છે, અને રૂદનનો સ્વર બંધ પડે છે, ચંદ્રકુમાર સ્થીર રહી વિચાર કરે છે. ) અરે અહીંયાં તો કંઈ માલુમ

પડતું નથી. પણ શું આ ગુફામાં કંઇ ભુત પ્રેત તો નહી હોય ? લાવ તપાસ કરૂં. ( ગુફામાં દાખલ થાય છે, તો પોતાની પ્રીયા કેશરને લટકાવેલી જોવામાં આવે છે, ચંદ્ર-કુંમાર ચકીત થઈ. ) અરે આ હું મારી નજરે શું નીહાળું છું. ખરેખર મારી વ્હાલી પ્રીયાને ઉંચે લટકતી આવા ભ-યાનક સ્થળમાં હું કેમ ભાળું છું, અરે શું હું આ બધુ સ્વપના વસ્થામાં તો નહી નીહાળતો હોઉં. ( મનને સ્થીર રાખી. ) નાના સ્વપના વસ્થામાં તો નહી જ. ત્યારે મારી નજરે આવો ભયંકર બનાવ કેમ પડે છે. પણ લાવ તેની પુરેપુરી તપાસ કરૂં ( દરમીયાન કેશર ચંદ્રકુંમારને ઓળખે છે. પછી, )

**કેશર**—કોણ મારા વ્હાલા પ્રીતમ ? ( આ શબ્દ સાંભળતાં ચંદ્રકુંમારને પુરી ખાત્રી થાય છે. )

**ચંદ્ર૦**—હા ? મારી વ્હાલી પ્રીયા તમે પોતેજ છો. ( એમ કહી કેશરના બંધ છોડી નાખે છે કે તરત કેશર ચંદ્રકુંમારને બાઝી પડી ચોધાર આંસુથી રડે છે. ) પ્રીયા ન રડો અને તમારા દુઃખની મને વાત કહો તમને અહીંયાં કોણ લાવ્યું છે.

**કેશર**—પ્યારા નાથ ! મને એક દુષ્ટ રાક્ષસ અહી ઉપાડી લાવ્યો છે.

**ચંદ્ર૦**—ક્યાંથી અને કેવી રીતે લાવ્યો છે.

**કેશર**—હું બગીચામાં મારી સખી પ્રત્યે ફરવા ગઇ હતી ત્યાંથી અચાનક મને ઉપાડી લાવ્યો છે. અને મારી સાથે વ્યભીચાર આદરવા મને ઘણા દીવસથી દુઃખી કરે છે, અને આજે તો એ દુષ્ટે મારૂં શીયળ ભંગ કરવા નક્કી

ધારણા કરી હતી. પણ આપ પધાર્યા તેથી મારા શીયળનો બચાવ થશે.

**ચંદ્ર૦**—પ્રીયા ? એ દુરાચારી રાક્ષસ ક્યાં છે.

**કેશર**—જંગલમાં ફરવાને ગયો છે. તે હમણાં આવશે માટે આપણે અહીંયાંથી નાસી જઇયે તો સારૂં.

**ચંદ્ર૦**—પ્યારી તે બાબત તમારે હવે કંઈ ફીકર કરવી નહી શાન્ત થઈ બેસી રહો. ( ચંદ્રકુંમારની નજરે એક ભોંયરૂં પડે છે ) પ્રીયા આ ભોંયરા જેવું મને લાગે છે માટે હું અંદર જઇ તપાસ કરીને આવું છું.

**કેશર**—પ્યારા વાર લગાડશો નહી.

**ચંદ્ર૦**—વારૂં. ( પછી ચંદ્રકુંમાર ભોંયરામાં ઉતરે છે તો માંહે એક વિચિત્ર મહેલ જોવામાં આવે છે. મહેલના દરવાજા ખોલી અંદર દાખલ થાય છે. તેની નજરે એક નાજુક અને સુશોભિત ખંજર પડે છે, તે ખંજર ઘણું પ્રીય લાગવાથી લઇને બ્હાર નીકળી આવે છે. )

**કેશર**—પ્યારા ? આ નાજુક ખંજર કયાંથી લાવ્યા.

**ચંદ્ર**—પ્રીયા ? ભોંયરામાં એક મહેલ છે તે મહેલની અંદરથી લાવ્યો છું. ( દરમીયાન રાક્ષસ આવે છે ને ચંદ્રકુંમારને જુએ છે તથા તેના હાથમાં પોતાના મૃત્યુનું ખંજર જોવામાં આવે છે. તેથી અત્યંત ક્રોધાતુર થઈ ને. )

**રાક્ષસ**—ઓ કાળા માથાના માનવી તું અહીંયાં કેમ આવ્યો છે. ને આ કેદ કરેલી નારીને તેં મુક્ત કેમ કરી છે. અને મારા મહેલની અંદરથી મારા મૃત્યુનું ખંજર આ તું કેમ ઉપાડી લાવ્યો છું. અરે તને ભોંયરામાં ઉતરતાં મારી જરા પણ બીક ન લાગી ? હાય હવે હમણાં ને હમણાં હું તારો પ્રાણ લઉં છું. ( રાક્ષસના બોલવા પરથી ચંદ્રકુમારને

ખાત્રી થાય છે કે આ ખંજરથીજ એનું મોત છે. )

**ચંદ્ર**—અરે ? ઓ ? અધર્મિ, ઓ ? દુષ્ટ, કાળાં કૃત્યના કરનાર, સતિ બાળાઓનું પતિવ્રત તોડાવનાર, હરામી નીચ, કામાંન્ધ કુતરા, હવે તારા ભાર નથી કે તું મને મારી શકે હવે તો નિશ્ચે જાણી લેજે તારોજ મરવાનો વખત આવ્યો છે.

**રાક્ષસ**—ઓ ભલા માણસ હવે મારી સાથે વધારે ઝીક્કર નહી કરતાં સમજી જા, અને મારૂં ખંજર મને સોંપી દે, નહી તો તારી કાયાના ચુરેચુરા કરી નાખીશ.

**ચંદ્ર**—ઓ અધર્મિ, નિર્દય, ભોળી બાળાઓનો ત્રાસ લેનાર હવે તારૂં ખંજર તને પાછું મળવાનું નથી, અને તને જીવતો મુકનાર નથી. જીવતો મુકું તો આવી સતિ બાળાઓને દુઃખી કર્યા વિના રહે નહી માટે તારા જેવા પાપીષ્ટને તો પાપની પુરેપુરી સજા આપવી એ અમારો ક્ષત્રીઓનો ધર્મ છે, માટે પાપીષ્ટ તું પણ આ તારા પાપનું ફળ ચાખ. ( એમ કહી રાક્ષસને ખંજરનો ઘા કરે છે કે ચીચીયારા પાડતો ધરણીપર પડી મરી જાય છે. ચંદ્રકુંમાર તથા કેશર ત્યાંથી રવાના થાય છે. )

( પડદો પડે છે. )

## પ્રવેશ ૪ થો.

### સ્થળ—રૂપાનગર નજીકનો રસ્તો.

( ચંદ્રકુંમાર તથા કેશર. )

**ચંદ્ર**—પ્રીયા ? હવે આ તમારે ઘર તરફ વળવાનો રસ્તો આવ્યો માટે જાઓ અને તમારાં વિયોગી માત પીતાને મળો.

**કેશર**—વ્હાલા ? હવે તમે ક્યાં જાઓ છો ?

**ચંદ્ર**—પ્રીયા ? હું કનકપુર જાઉં છું.

**કેશર**—પ્રીયનાથ ? મને આપના સાથે લઇ જાઓ.

**ચંદ્ર**—પ્યારી ? મારી સાથે અત્યારે તમને લેઇ જવાય નહી ? કારણ કે હજી આપણો બંન્નેનો સંસારિક વિવાહ થયો નથી ત્યાં સુધી ઘણો બાદ છે. માટે તે વાત પડતી મુકો.

**કેશર**—પ્યારા ? આપ વીના હું ઘડીભર જુદી કેમ રહી શકીશ ?

**ચંદ્ર**—પ્રીયા ? તમારી વાત સાચી છે. પરંતુ તમે ઘણાં સમજુ છો માટે મનમાં સમજી તમારી હઠ મુકી દો ને ઘર તરફ ગમન કરો. ( એમ કહી ચંદ્રકુંમાર ચાલવા માંડે છે. કેશર નહી જવા દેતાં છેડો પકડી રાખે છે. )

## ગાયન ૨૮

### ( ધન્ય ભાગ પધાર્યા ભમરા ) એ રાગ.

**કેશર**—નહી થાવા દઉં કદી ન્યારા, મુજ જીવન સુખ દેનારા
એ સુઘડ ચતુર નર મારા, રે—પ્રિતમ રસીક દીલદાર. એ.

**ચંદ્ર**—આ પ્રેમ બરોબર જાણો, મનમાં અંદેશ ન આણો
ભવ ભાવે રંગથી માણોરે—મનહર રસીલીનાર. ભ.

**કેશર**—પ્રિતમ પ્રિતિ પલટાવી, મોહનમુજ મનલે ભાવી
પ્રિતિ નદી પુરમાં ડુબાવીરે—પ્રિતમ. પ્રિ.

**ચંદ્ર**—ધન્ય ધન્ય તુજ પ્રિતિ ભારી, એ મનહર મધુર નારી
લાગે પ્રિતિ બહુ પ્યારી, રે—મનહર. લા.

પ્રીયા ! હવે આ ખોટી હઠ મુકીદયો. મારી ને તમારી પ્રિતિ બંધાએલી છે તે ખરી છે. અને ધર્મનાં મારાં અર્ધાંગના* થઈ ચુકયાં છો; અને પરમેશ્વરની કૃપાથી આપણાં સૌ સારાંવાનાં થશે. માટે મનને શાંન્ત કરી ઘર તરફ પધારો.

**કેશર**—પ્યારા નાથ? આપના મુખાર્વિંદ આગળથી એક ડગલું ભરતાં મારી હામ ચાલતી નથી.

**ચંદ્ર**—પ્રીયા? ઘેર ગયા વીના છુટકો છે નહી, સમજુને વધારે સમજાવવું તે કામનું નહી માટે સમજી ને ઘર તરફ ગમન કરો.

**કેશર**—પ્યારા હું ઘેર જઇને મારાં માત પીતાને કહી તરત લગ્નની તૈયારી કરાવીશ.

**ચંદ્ર**—પ્રીયા? લગ્નની વાત કરશો નહી, પણ, તમે કોઇ જાતનું, પણ લેઈ સ્વયંવર રચાવજો, પછી હું સ્વયંવરમાં આવી તમારા લીધેલા પણને પાર પાડીશ પછી તમે મને ખુશીથી વરજો. હવે તમે જાઓ હું પણ જાઉં છું. ( બંને છુટાં પડતાં વખત. )

### ગાયન ૨૯

### ( પીયુજી પધારો પ્રાણાધાર ) એ રાગ

**કેશર**—

રશીઆ શીદ મુકી જાઓ નારરે, મુજ જીવન હારા.
પ્રેમદાનાઓ પ્રેમી દીલદારરે, સુખ સારરે,
પ્રાણાધારરે.—મુજ

**ચંદ્ર**— મન હરણી મળ શું મન ભાવે
આ પ્રેમ પ્રસંગ તણા લ્હાવે

**કેશર**— રશીઆ રતિરસ અકળાવે
મોહન મનમાં અતિ આવે
રસીલા, છબીલા, ઉરના હઠીલા, હારરે,
પુર પ્યારરે

**ચંદ્ર**—........................જાઓ નારરે—મુજ

( બંને જણ છુટાં પડે છે. )

# પ્રવેશ ૫ મો.

## સ્થળ—રૂપસીંહનો રાજમહેલ.

( રૂપસીંહ, રૂપસુંદરી, દાસી તથા કેશર. )

**રૂપસુંદરી**—પ્રાણનાથ ? વ્હાલી પુત્રીની કંઇ ખત કે ખબર મલી નહી, હાય હાય હવે એ ક્યાં મળે, હાય હાય રાત દીવસ એની જંખનામાં હું બે ભાન બની ગઇ છું હાય હવે એ દુઃખીઆરી પુત્રીની ભાળ કોણ લાવે. હાય એના વિના તો આ રાજ મહેલમાં સુનું સુનું લાગે છે.

**રૂપસીંહ**—પ્રીયવંદા ? હવે શું કરવું. હાય પ્યારી પુત્રીની શોચમાં મારો જીવ પણ ઘણો ગભરાય છે. અરેરે પ્રભુએ આપણી વૃદ્ધા વસ્થામાં આ કઠ દુઃખ ક્યાં આપ્યું. હાય હાય મને એ પુત્રીનું નામ સાંભળતાં અતિખેદ ઉત્પન થય છે. હાય હવે એની શોધ ક્યાં કરવી ( દરમીયાન એક દાસી દોડતી આવીને કેશર આવ્યાની વધાઇ ખાય છે. )

**દાસી**—બાઇ સાહેબ કેશર બેંન આવે છે.

**રૂપસીંહ** / **રૂપસુંદરી** }—( ચકિત થઇને ) હાય ક્યાં છે ? અને ક્યાં આવે છે. ( દરમીયાન કેશર મહેલમાં પ્રવેશ કરે છે રૂપસુંદરી એકદમ દોડતી પોતાના છાતી સરસીચાંપે છે પછી પોતાના ખોળામાં બેસાડે છે. રૂપસુંદરી તથા રૂપસીંહને આનંદ આનંદ થઇ રહે છે. દાસીને વધાઇના ઇનામમાં રૂપસુંદરી પોતાના ગળામાંથી સોનાનો હાર કાઢી અર્પણ કરે છે. )

**રૂપસુંદરી**—મારી પ્યારી પુત્રી આજ ઘણા દીવસ થયા તું અમારાથી વિખુટી પડી હતી અહાહા પ્રભુએ ઘણી

મહેર કરી ને અમારી ઉદાસી કાપીને વિખુટી પડેલી નો સંયોગ કરાવ્યો. અહાહા ? પ્રભુની ગતિ કેવી ન્યારી છે. વાહ ? એનું વર્ણન કરતાં તો બીલકુલ છેડો આવેજ નહી.
( સર્વે જણુ પ્રભુનું ગાન કરે છે. )

## ગાયન ૩૦

**સર્વે—**

આ અવનીમાં એક ત્રીભોવન તું સાચો સરદાર
સત્ય સ્હાયક, હે જગનાયક, વંદુ જગદાધાર
પ્રજાના નાથ પાલણુ હાર પલકમાં રંકરાય કરનાર
હર્ષ આણી ઉરમાં નમું નારાયણુ નાથ
વિકટવાટ સંસારની સુઝાડો હરી પાન્થ
હરી પાન્થ સાચો પારખવા સદાય સ્હાય કરજો.
સંકટ વિકટ અવરવાટ જે તેને દુર કરજો,
સેવકના સુખ તણો આધાર, જગદાધાર, નમું કીરતાર.
( દરમીયાન પડદો પડે છે. )

# પ્રવેશ ૬ ઠો.

## સ્થળ—રસ્તો.

( લલિતા તથા કલ્યાણુ પ્રવેશ કરે છે. )

**કલ્યાણુ**—હાશ ? હવે અહીંયાં ખરેખર મજા પડશે.

**લલિતા**—કેવી ? મારા ઘર જેવી ?

**કલ્યાણુ**—આગ મુકી તારા ઘરમાં, જવાદે તારા ઘરનું નામ અને જવાદે તારા વરનું નામ કોણુ જાણે સાળો ક્યાંથી ધંમ ચક્કર જેવો આવ્યો ને મારા રંગમાં ભંગ પાડયો.

**લલિતા**—હવે તે દહાડે ભંગ પાડયો પણ આજ ક્યાં ભંગ પાડવા આવનારો છે. આજે તો બરોબર મન માને તેવો રંગ માણુંને ?

**કલ્યાણ**—વાહ ? ત્યારે તો જરા આઘાં આવો મારી પ્યારી;

**લલિતા**—( પાસે આવીને ) શું કહો છો મારા પ્યારા લ્યાં આઘાં આવ્યાં.

**કલ્યાણ**—આ સહુંણાને પ્રેમના પ્યારમાં જરા અધર રસ લેવા દયો.

**લલિતા**—અધર રસ લેવા દઉં એક વાતે ?

**કલ્યાણ**—વળી ? શું છે !

**લલિતા**—શું તે ? પેલું લાવ્યા ?

**કલ્યાણ**—હે ? વળી પેલું શું ?

**લલિતા**—પ્રેમની નીશાનીમાં હીરાજડીત્ર બંગડી આપવાની કહી ગયા હતા તે;

**કલ્યાણ**—( ગજવામાં ઘાલી લાવ્યો છે છતાં લલિતાને કરગરાવવા ) નાના એતો હું ભુલી ગયો ?

**લલિતા**—થયું ત્યારે જાઓ, હવે મને બોલાવશો નહી,

**કલ્યાણ**—વ્હાલી જરા અધર રસતો લેવા દે ?

**લલિતા**—મારાથી બીજી કોઇ વધારે વ્હાલી હોય તેની પાસે જાઓ, ( એમ કહી રીસાઇને જરા દુર જઇ ઉભી રહે છે. )

**કલ્યાણ**—મારી વ્હાલી ? આમ એકદમ ગાંડી કેમ બની જાય છે. વળી તારા કરતાં મારે વધારે વ્હાલી કોણ છે. ( એમ કહી લલિતાના ખભા ઉપર હાથ મુકે છે. )

**લલિતા**—( છણુકો કરીને ) હટો જાઓ હવે મને બોલાવશો નહી. ( કહી વધારે રીસાય છે, કલ્યાણ મનાવે છે.)

## ગાયન. ૩૧

**કલ્યાણ**— માનો માનો રસીલી ઓ પ્યારી દીલદાર,
માગી મુખેથી મનકું મનાયજો.
**લલિતા**— જાઓ જાઓ ધુતારા ઠગારા ભરથાર,
મન મારૂં ન માને જરાયજો. માનો.
**કલ્યાણ**— કહેતો સોનાનાં ઝાંઝર ને સોનાનાં ઝુંમણાં,
ને આપું રત્ન મહીં જડાયજો. માનો.
**લલિતા**— હવે છુપાવો તમારાં ઝાંઝરને ઝુંમણાં,
ન જોઇયે અમારે જરાયજો. માનો.
**કલ્યાણ**— અરે આપું રત્ન મહી જડાયજો
અને ચુનીના ચોક ભરાયજો
વળી હીરાના મોર ટંકાયજો,
**લલિતા**— મન મારૂં ન માને જરાયજો, માનો.

( દરમીયાન લલિતા ચાલી જાય છે કલ્યાણ પકડી લાવે છે. પછી )

**કલ્યાણ**—( ગજવામાંથી બંગડી કાઢીને ) લ્યો પ્યારી આ તમારી પ્રેમની નીશાની.

**લલિતા**—હવે મારે નહી જોઇયે લઇ જાઓ, તમારી કોઈ બીજી પ્યારી હોય તેને પ્હેરાવજો. વળી આપવા આવ્યા હોય તે આમ કાલાવાલા કરાવેજ કે? અને ટીટોડીની માફક ટીંગળાવેજ કે?

**કલ્યાણ**—મારી વ્હાલી એતો હું જરા તારી સાથે પ્રેમની હાંસી કરતો હતો, હવે લ્યો.

લલિતા—હેં ? એમ કે ? લાવો ત્યારે તો ( લે છે. )

કલ્યાણ—વ્હાલી હું તારા કાજે બંગડી ન લાવ્યો હોત તો તું મારી સાથે નજ બોલત કે ?

લલિતા—વ્હાલા ના કેમ બોલત ? એતો હું પણ તમારી હાંસી કરતી હતી.

કલ્યાણ—ઓહો ! મારી રંગીલી ! ત્યારે તો હવે બરોબર પ્રેમ બ્હાર ખીલાવો, પછી ઘેર જઇયે.

## ગાયન. ૭૨

### ( છોટા છોટા છબીલા ) એ રાગ.

વાવા મનહર પ્યારી, વળી દીસો છો રૂપાળી
નારી જણાવો પ્રિતિનો બ્હાર

લલિતા— વ્હાલા ! તમારા પ્રેમનો શો પાર,
મારો નેણાંનો રસીક ન માર. વાવા.

કલ્યાણ— આવો આવો રસવેલી, અહો પ્રેમમાં છકેલી
પ્યારી પ્રેમીને પલટાવો પ્યાર.

લલિતા— વાહ ? મારા રસીલા દીલદાર,

કલ્યાણ— છઉં આપો તમારો ભરથાર. વાવા.

લલિતા— મોહન મારા મેઉલા, હું ઝબકતી વીજ
વ્હાલા વેગે વરસતાં, દેખીને હરખીશ.

કલ્યાણ— અહો ? મધુરી નારી જાણી પ્રિતિ તમારી
થાય ખુશી ખુશી મારો પ્રાણ.

લલિતા— શાણા હજુ છો પ્રેમ અજાણ.

કલ્યાણ— જાણ ભેદુ થયો છું સુજાણ. વાવા.

( બન્ને જણાં જાય છે. )

# પ્રવેશ ૭ મો.

## સ્થળ—કેશરનો મહેલ.

### ( કેશર એકલી ).

**કેશર**—( સ્વગત ) હાય મારી વ્હાલી સખી કળા-
વતિ, મારી પ્રીય બેન તું મારી શોધ માટે અઘોર જંગલોમાં
ભટકતી હોઇશ, અને તારી કોમળ કાયાને અત્યંત દુઃખ
આપતી હોઇશ; અહાહા ! સાચા સ્નેહવાળી તું પણ મારી
દુઃખી દશાને માટેજ પોતે યોગિણી થઇ મહા અઘોર જંગ-
લોમાં ચાલી નીકળી; પણ પ્રીય બેન હું તો દુઃખમાંથી
છુટીને સુખના ધામમાં બેઠી છું. પણ હાય, તારી શી વલે,
તું તો મારી શોધ માટે અઘોર જંગલોમાં ભટકતીજ ભ્રમ-
વાની; અરેરે હાય ? હું ઘેર આવ્યાની ખબર હવે
તને કોણ કહે અરેરે કોઇ નહી ? ત્યારે તો નિશ્ચે તું મારા
માટે ઝુરી ઝુરી ને મરવાનીજ હાય, સખી ? હવે તારી
તપાસ હું કયાં કરાવું. હાય, વળી ભયાનક જંગલમાં તું
આજ દીન સુધી જીવતી કેમ રહી હોઇશ. વાઘ, વરૂ, ઈત્યાદી
જાનવરો એ તને જીવતી કેમ રાખી હશે; દૈવ જાણે તારી
શી ગતી બની હશે. હાય, હું દુઃખમાંથી છુટી ઘેર આવી
પણ મારા કમ નસીબમાં તારા વિયોગે મને દુઃખનું દુઃખજ
રહ્યું અરેરે મારૂં દુઃખ ટાળવા તારો સમાગમ હવે કોણ
કરાવે, હાય, પ્રભુ વિના તો કોઈ નહી. ( પ્રભુને બંદગી )
હે ! અકળગતી ના જાણવાવાળા ત્રૈલોકી નાથ, અશરણ ને
શરણે થનાર સ્હાયક દેવ, ગરીબોનાં કષ્ટ કાપનાર દયાવંત
ઇશ, ભકતોનાં ભાગ્ય ભરનાર ભક્ત વચ્છલ પ્રભુ, સત્યને

સ્હાય કરી તારનાર તારણુ નાથ, અચળ ધરણી પતિ પ્રભુ–આ તારી સાચી ભક્તિવાન બાળાપર નજર કરી મારી પ્રીય શખી કળાવતિ હાલ અશરણુ થઇ પડી છે તેને શરણે થા અને મારી સાથે તેનો ભેટો કરાવ. જેથી અમુંઝાતા જીવને શાન્તી મળે. હાય પણુ મરી ગઇ હોય તો ભેટો ક્યાંથી થાય નક્કી મારે પણુ તેના વિયોગે ઝુરી ઝુરીને મરવાનુંજ.

( દરમીયાન પડદો પડે છે. )

## પ્રવેશ ૮ મો.

### સ્થળ—વિલાસપુરમાં ગમારસીંહનું ખાનગી રમ્ય ભુવંન.

( ગમારસીંહ, બાદ તેના દારૂડીયા દોસ્તોનું આવવું. )

**દોસ્ત**—( મસ્કરીમાં ) ભાઈ સાહેબ કેમ છો.

**ગમારસીંહ**—ઓહો ! આવો આવો દોસ્તો ઘણું સારૂં છે. પણ–આજે અહીંયાં આવતાં તમને વાર કેમ લાગી.

**૧. દોસ્ત**—ભાઇ વાર તો કંઈ નથી લાગી, રોજના ટાઇમ માફકજ આવ્યા છીયે.

**ગમાર૦**—ત્યારે આજે ક્યારનાં મારી આંખ્યોમાં અંધારાં કેમ આવે છે. ( ગજવામાંથી ઘડીયાળ કાઢીને ) વાહ ! નક્કી મોડુંજ થયું છે. આંખ્યોમાં અંધારાં આવવાનું કારણ સમજાયું.

**દોસ્તો**—શું.

**ગમાર૦**—હમેશાં ચાર વાગે દારૂ પીવાનો આપણો ટાઈમ છે છતાં આજે એક કલાક ઉપરાંત થઇ ગયો છે. તે કારણથીજ અંધારાં આવે છે.

**દોસ્તો**—ત્યારે ચાલો પ્હેલાં દારૂ પી લઇએ પછી બીજી વાત. ( ગમારસીંહ કબાટમાંથી દારૂ, બ્રેન્ડી, સોડા, વિગેરેની બાટલીઓ કાઢી લાવી ટેબલપર મુકે છે. પછી બધ્ધા અરસપરસ પીએ છે. કોઠામાં દારૂનો જમાવ થયા પછી, કળાવતિ વિષેની વાત કાઢે છે. ) ભાઈ ગમારસીંહ ?

**ગમાર૦**—શું કહો છો ભાઇ,

**૧. દોસ્ત**—પેલી નવતર છોકરી તમારે ત્યાં કોણ છે.

**ગમાર૦**—એતો કોઇ જગ્યોએથી માછી લોકો આપી ગયા છે. તેને મારા પીતાએ ગરીબ તરીકે ઘરમાં રાખી છે.

**૧. દોસ્ત**—ઓહો ? અમે તો જાણ્યું કે તમારી કોઇ સગી છે.

**ગમાર૦**—નાના, યાર, એતો સગીએય નથી ને વ્હાલીએય નથી. ( આંખ્યનો મચકારો કરી ને. ) એતો ઠીક છે.

**દોસ્તો**—હં: એમજ છે કે ? ત્યારે તો—( કહી અટકે છે. )

**ગમાર૦**—અચકાયા કેમ ? કહોને ?

**૧. દોસ્ત**—અરે યાર ? શું કહું ? એની વાત તો કહેવા જોગજ છે. પણ—( કહી અટકે છે. )

**ગમાર૦**—વળી, પણ-કહીને કેમ ખમચાયા કહોને.

**૧. દોસ્ત**—પણ તમારો બાદ આવે છે.

**ગમાર૦**—ઓહોહોહો ? એમાં વળી મારો તે શો બાદ આવે છે. વળી મારે ને એને શું લાગે વળગે છે.

**૨. દોસ્ત**—કેમ નહી? તમારા પીતાએ પુત્રી કરી પાળી માટે તમારે ને એને ભાઈ બ્હેનનો સબંધ ગણાય.

**ગમાર૦**—અરે એવાં તો રખડતાં રઝળતાં ઘણાંય આવે માટે શું ભાઇ બ્હેનનો સબંધ ચોંટી ગયો કે; પોતાની સગી બ્હેનની સાથે સબંધ ન રાખું તો વળી એ બિચારી શું હીસાબમાં.

**૧. દોસ્ત**—ઓહો! ત્યારે તો સાંભળો. એક દીવસ અમે બધા ફરવા નીકળ્યા હતા, ત્યાં રસ્તામાં પેલ્લો તમારો એક મહેલ નથી આવે છે; તે મહેલના ઝરૂખામાં તે બરોબર સજીને બેઠી હતી, ત્યાંજ અમારી નજર ગઇ, બાપલીઆ અમે તો એને જોતાંજ અરબડીયાં ખાઇને નીચે પડ્યા, વળી પાછા અમે તો સાવધ થઇ ઉભા થયા, પછી અમે તો ફરીથી બરોબર આંખે આંખ્ય મેળવી ને નીહાળવા લાગ્યા પછી તો ભાઈ ભાઇ; શું એની વાત કહીયે. અમે તો એને એક ચિત્તે ટગર ટગર જોયાજ કીધી અને પછી અમને તો એવો મોહરસ લાગ્યો કે ફરવા જવાનું પણ ભાન ભુલી ગયા ને એનેજ એક નજરથી જોજો કરી.

**૨. દોસ્ત**—વાહ! શું એનું શરીર ને શું એનું રૂપ.

**૩. દોસ્ત**—આહા! જાણે ઇંદ્રના ઘરની અપ્સરા.

**૪. દોસ્ત**—આહા! તેને એક નજરથી નીહાળતાં આપણને આટલો બધ્ધો રસ લાગ્યો તો વળી એની સાથે ભોગ વિલાસ માણવાનો હોય તો કેટલી બધી મઝા પડે.

**૫. દોસ્ત**—વાહ? એ મઝાનો તો પાર રહેજ નહી.

**૬. દોસ્ત**—પણ આપણા જેવાને એ ક્યાંથી મળે, (ગમારસીંહ તરફ આંગળી કરીને) એતો આવા ભાઇ સાહેબનાં કામ કે ધારે તે કરી શકે.

**ગમાર૦**—હા ભાઈ એ તમારા જેવાનાં કામ નહી, એતો આ ભાથી વિના ભાલોડું વાગે નહી. જો તમારે જોતું હોય તો હમણાં ને હમણાંજ અહી ઉચકી લાવું ને એની મઝા લુંટુ. પણ નાના અત્યારે તો જરા ફરીથી દારૂ બારૂ પીને ગુલતાન ઉરાડીયે. પછી રાત્રે એની વાત. ( પછી ફરીથી બદ્ધા દારૂ પીએ છે ને દીવાના જેવા બની જાય છે. પછી ગમ્મત. )

**ગાયન. ૨૩**

**( ગમારસીંહ તથા દોસ્તો )**

પીયો પીયો પીયોને પ્રિતે દારૂ વાહ ? વાહ ?
રંગ છે ગુલાબી અરે આ, હા, હા,
મઝાદાર, લીજતદાર, વળી છે સુગંધીદાર
સાર સકળ સાર................... પીયો.
પ્રાણનો આધાર, તેને નિંદે છે ગમાર,
પીવા સમ જેના લગાર, એવા અમુલો—
અપાર. અરે આ, હા, હા૦

આરામ અથાગ આપે દીલને થાય મનમગન
સ્નેહે પીવા શોધે એને સકળ સોખી જન
મારા પ્યારા દીલો જાન, પ્યાલી પ્રેમ પુર પ્રાણ,
કરો યારો પ્રિતે પાન, અરે આ, હા, હા૦

( દારૂના નીશામાં ધરણીપર ઢળી પડે છે. દરમીયાન પડદો પડે છે. )

# પ્રવેશ ૯ મો.

## સ્થળ—કળાવતિનું શયનગૃહ.

### ( કળાવતિ તથા ગમારસીંહ )

( કળાવતિ એકલી નિંદ્રાવસ્થ છે. દરમીયાન ગમાર-સીંહ પ્રવેશ કરે છે કળાવતિને નિંદ્રાવસ્થ જોઇ પોતે પલંગ પાસે જઈ ઉભો રહે છે. કળાવતિ અચાનક જાગે છે અને ગમારસીંહને પલંગ પાસે ઉભેલો જુએ છે બાદ બે બાકળી બની જાય છે. મનમાં વિચાર કરે છે. )

**કળાવતિ**—( સ્વગત ) અરે હું આ શું દેખું છું ? હાય ? આતે સ્વપન કે સાચું ! નાના સ્વપ્ન તો નહીં. ત્યારે શું સાચું ? હાહા ? નક્કી સાચુંજ, અરે હાય આ રાત્રીના વિષે ગમારસીંહ મારા શયનગૃહમાં કેમ આવ્યા હશે, અને વળી મારા પલંગની પાસે આવીને કેમ ઉભા હશે ? શું ? મનમાં કાંઇ ખોટો વિચાર ધારી ને તો નહી આવ્યા હોય ? નાના ? એવું તો ન મનાય. ત્યારે આ વખતે ચુપકીથી અહીં આવવાનું શું કારણ હશે ! વળી એનો સ્વ-ભાવ ઘણો નીચ છે તેથી સ્વભાવને અનુસરીને તો નહી આવ્યો હોય ! મને તો નક્કી એમજ લાગે છે. લાવ એને પુછું તો ખરી. ( ગમારસીંહ પ્રત્યે. ) મારા પ્યારા બંધુ આ રાત્રીના વિષે અચાનક અહીંયાં કેમ પધાર્યા છો.

**ગમાર૦**—( સ્વગત ) હવે મારે આને શો જવાબ આપવો, આતો મારી સાથે ભાઇ બ્હેનનો સબંધ વર્તિને મીઠી અને વિવેકી વાણીથી વાત કરે છે. હવે હું ખરૂં કાર-ણ કેવી રીતે કહી શકું. એકદમ કહેતાં મારી જીભ ઉપડતી

નથી. પણ લાવ એક ચીઠ્ઠીમાં લખી આપું. ( પછી પોતાના ગજવામાંથી કાગળ તથા પેન્સીલ કાઢી મોટા ફાફડા જેવા અક્ષરથી લખી કળાવતિ સામે ફેંકે છે. કળાવતિ વાંચે છે. બાદ ગભરાટમાં. )

**કળા૦**—( શર્મીંદ થઇને ) અરરરર આ તમે શું લખ્યું છે, લખતાં તમારા કરને જરાપણ ધ્રુજકારો ન છુટયો અને આ નીચ હીંમત ધરતાં તમારા રહૃદયથી જરાપણ અ-ટકાવ ન થયો ? મારા પ્રીય બંધું ? મારી સાથે પ્રેમની માગણી કરતાં તમને બીલકુલ વિચાર ના આવ્યો ! અરેરે ? હું તો તમારી ધર્મની એક ભગ્નિ છું. માટે જરા સર્મ ધરો. જો આ વાત પીતાજી જાણશે તો તમને ખરાબ કરશે માટે સમજીને તમારા મુકામે પાછા જાઓ.

**ગમાર૦**—( નિર્લજ થઇને ) ગમે તેમ થાય પણ તારી સાથે પ્રેમ બાંધ્યા વિના હું પાછો જનાર નથી, ગોડે તો પીતાજી આ મારૂં ગળું કાપી નાખે ગોડે તો તું પણ મને શ્રાપથી બાળી ખાખ કરે તો પણ શું થઇ ગયું. એક વખત તો તને મારી પ્યારી કરવી અને ભોગ વિલાસ માણવો એમાં તો શક નહી.

## ગાયન ૩૪.

**કળાવતિ**—( નમ્ર થઇને. )

આવાં અઘટીત આપને વાકય વદવાં યોગ્ય નથી
ભુલી ભાનને શાનને વ્યર્થ વદોમાં ગુમાવી ગતિ.
થાય અન્યાય આતો નિહાળો ને જ્ઞાનની દ્રષ્ટી વતી
લાવી શર્મને ધર્મથી પોતે પ્રિછાણો હું ભગ્નિ થતી.
ધર્મ ભ્રાતા ઓ મારા હું ભગ્નિ તમારી શું ભુલ્યા મતી,

કેમ આદર્યો અનર્થ મારપરે કરી ુર કૃતિ.
નથી છાજતું વીરા વધારે તમોને કહું શું કથી,
વર્ત્તિ શાસ્ત્રના નીયમે ધરોને ઉરમાં શર્મ અતી.

**ગમાર૦**—મારી વ્હાલી પ્રીયા, હવે તમારૂં વિવેક ભરેલું વદવું દુર કરો તથા ભગ્નિ અને ભ્રાતા એ સગાઇનો પણ સ્પર્શ કરશો નહી, હવે તો પતિ પત્નીની સગાઇ સમજો, અને વિવેક પણ એજ સમજો, નક્કી હું તમારો ભરથાર ને તમે મારાં પટરાણી (એમ કહી કળાવતિને અડકવા જાય છે, કળાવતિ દુર ખસી જાય છે.) પ્રિયા વધારે વાર કરવામાં સાર નથી માટે ઝટ સમજી જાઓ, અને તમારા મોઢેથી મને એકવાર પ્યારા કહી બોલાવો. તથા તમારી કોમળ કાયાનો આ પ્રેમીલા પ્રિતમને સ્પર્શ થવા ધ્યો, હવે વધારે ખેંચ તાણ ન કરો.

**કળા૦**—(સ્વગત) હાય ? આ શું કહેવાય આ દુષ્ટ તો બીલકુલ સમજતોજ નથી ઘણું ઘણું સમજાવું છું તો પણ પોતાના અવળા મતમાં વધતોજ જાય છે. હવે આ દુષ્ટ મારી પુંઠળ પડયો છે, હવે મારે કેમ કરવું. એની ુર મતિ મારાપર આદરવા તૈયાર થયો છે, માટે હવે તો મારે એનો તીરસ્કાર કરવોજ પડશે. નહી તો હત્યારો મને ઘણો સતાવશે અને મારા શીયળવ્રતનો ભંગ કરાવશે.

**ગમાર૦**—કેમ પ્રીયા મનાયાં કે (એમ કહી કાંડુ પકડે છે કળાવતિ એકદમ રીશ ભેર તરછોડી નાખી ક્રોધાવેશમાં.)

**કળા૦**—અરે દુઃષ્ટ અભાગી મારાથી દુર રહે મતિ' ભમેલ ભુત, કામાંન્ધ કુતરા, મને તારા ઘાતકી હાથનો સ્પર્શ કરીશ નહી સમજીને તારા રસ્તે ચાલ્યો જા.

ગમાર૦—( સ્વગત ) હવે આ શાંડનો મીજાજ પુરે પુરો બદલાયો, અને વાત પણ હાડમાંથી જાય એમ લાગે છે. પણ લાવ જરા મનાવું.

### ગાયન ૩૫.

**( બીતીના લગાર વ્હાલી. ) એ રાગ.**

રીસાઓના વ્હાલી મારી લાગ્યો મને સ્નેહ તારો
અરપું આ દેહ મારો. રીસાઓ.
માનો માનો મીઠી મારી, રસીલી છબીલી નારી,
સુખી થાવા પ્રાણ પ્યારી વળી વરી નેહ ધારો. અ૦ રી.

**કળાવતિ—**

અરે ઓ અધર્મિ જાને, વદે વેંણ મીથ્યા શાને,
હું થી દુષ્ટ અળગો થાને, તજી ઢોંગ જેહ તારો અ૦ રી.

**ગમારસીંહ—**

હઠીલી હવે હઠ છોડો, અભિમાન રાખી થોડો.
મુજ સંગ પ્રીતિ જોડો, છોડું નહી છેહ તારો. અ૦ રી.

( પછી કળાવતિના ગળામાં હાથ નાખવા જાય છે. કળાવતિ તરછોડી નાંખીને તીરસ્કાર આપે છે.

### ગાયન ૩૬.

**કળાવતિ—**

જા દુર દુરાચારી અરે પાપી તું હેવાન,
કાળ મુખા તું અધર્મિ અહીંથી ગાલ્યો જા નાદાન
બધું મુકીને તોફાન અરે પાપી તું હેવાન.
કામી અંધ ઓ અકર્મિ મુઢ મતિના ગમાર,
ક્રુર કરવાને ધાર્યો મારી સાથે વ્યભિચાર,

નાવી સરમ લગાર મુંઢ મતિના ગમાર.
ઘટઘટને અભાગી કામી કુતરા આ વાર
નિચ નિર્લજ નફટ તારૂં જીવતું ધીક્કાર.
હજાર વાર છે ધિક્કાર વળી લાખો ફીટકાર.

ગમાર૦—( સ્વગત. ) અરે હાય ? આ લુચ્ચી મને શું બોલી ગઈ. હાય ધુતારી રંડાયે મને કેટલો બધ્ધો તીરસ્કાર આપ્યો કે નખથી તે શીખા સુધી તેની જ્વાળા પ્રગટ થાય છે. હાય હવે એને હું શું કરૂં. ( કળાવતિ પ્રતિ. ) રંડા હવે તું નક્કી યાદ રાખજે તારો જાન લેવરાવવાનો, હવે હું અહીંયાંથી પીતાજી પાસે જાઉં છું. અને તારા વિષેની તદ્દન જુઠ્ઠી વાત અડાવી તને નિશ્ચે મારી નંખાવવાનો, એ તું યાદ રાખજે. ( જાય છે. )

## પ્રવેશ ૧૦ મો.

### સ્થળ—મેઘસીંહની કચેરી.

**( રાજા, પ્રધાન, દરબારીઓ, વારાગનાઓ, ગમારસીંહ, ચોપદાર, છડીદાર. બાદ કળાવતિ તથા ચંડાળો. )**

છડીદાર—મહારાજા ધીરાજ મેઘસીંહ મહારાજાને ઘણી ખમ્મા નીધાપે નીધા રખ્ખો મહેરબા......ન સલામ.

( બાદ વારાંગનાઓ પ્રવેશ કરે છે. )

**ગાયન ૩૭.**

**વારાંગનાઓ— નાચ.**

આવો ના સતાવો સાવરીયા શ્યામ,
આવો આવો આવો મોરલીયા શ્માય

આવોજી આવોજી નયનાં ન મારોજી,
શાણા રસીલા એ શ્યામ. આવો.
નૈનાંની મારી હું બની લાચારીજી,
શાને સતાવો એ શ્યામ. આવો.

( નાચ થઇ રહ્યા બાદ ગમારસીંહ પ્રવેશ કરે છે. )

**ગમારસીંહ**—( નમન કરીને ) પીતાજી મારી એક અરજ છે.

**મેઘસીંહ**—મારા વ્હાલા પુત્ર તારી શી અરજ છે.

**ગમાર૦**—મારા પ્યારા પીતાજી કળાવતિને આપે પુત્રી તરીકે રાખી છે, પણ—( કહી અચકાય છે. )

**મેઘસીંહ**—પણ શું ?

**ગમારસીંહ**—પણ તેનામાં તો જક્ષણીનો અંશ જણાય છે.

**મેઘસીંહ**—તે વિષે તેં શી ખાત્રી કરી છે.

**ગમાર૦**—ગઇ રાત્રે હું તેના શયનગૃહમાં છુપી રીતે તપાસ કરવા ગયો હતો ત્યાં પોતાના પલંગપર વિચ વિચ પ્રકારનાં પુતળાં બેસાડેલાં હતાં ને તેની વચ્ચે કળાવતિ માથાપર ધગધગતી સીધડી લઇ જાણે કંઇ સાધના કરતી હોય એવું સમજાયું તેથી હું એમ ધારૂંછું કે તેનામાં જક્ષણીનો અંશ છે માટે કરી તેને આપણે ત્યાં રાખવી ઘટીત નથી.

**મેઘસીંહ**—( આશ્ચર્ય થઇને ) અરે આ વાત તું ખરી કહે છે ?

**ગમાર૦**—હા ! પીતાજી.

**મેઘ૦**—( પ્રધાનપ્રતિ ) પ્રધાનજી હવે કેમ કરવું મનેતો આ વાત સાંભળી ઘણો ખેદ ઉત્પન્ન થાય છે.

**પ્રધાન**—મહારાજ મને પણ ઘણો ખેદ ઉત્પન થાય છે. કે કોઇ વખત આપણને વિપતિમાં લાવે.

**મેઘ૦**—ત્યારે હવે એનું કેમ કરવું.

**પ્રધાન**—મહારાજ ! એને આપણે ત્યાતો હવે રખાય નહી માટે એને અહીંયાથી છુપી રીતે પરમુલકમાં પહોચડાવવી જોઇએ.

**ગમાર૦**—નાના તેમ નહી કરતાં એને ચંડાળો પાસે જીવથી મારી નંખાવી હોયતો ઘણું સારૂં. કારણ કે જીવતી રહેશે તો આપણને કોઈ વખત હેરાન કરશે માટે તેને તો પાર કરાવવીજ જોઇયે.

**મેઘ૦**—મારા વ્હાલા પુત્ર તારી વાત ખરી છે માટે તેમજ કરવું જોઇયે. ( સ્વગત ) પણ કળાવતિને પુછીને તેની ખાત્રી કરૂં વખતે ગમારસીંહ કંઇ દ્વેશને લીધે તેના ઉપર જુઠ્ઠું તહોમત મુકતો હોય. ( સીપાઇ પ્રતિ ) સીપાઇ.

**સીપાઈ**—જી હાં.

**મેઘ૦**—જલદી જા કળાવતિને બોલાવી લાવ.

**સીપાઇ**—આગ્ના સાહેબ ( જાય છે થોડીવારે કળાવતિ પ્રવેશ કરે છે. )

**મેઘ૦**—( કળાવતિ પ્રતિ ) કળાવતિ આજ રાત્રે તારા શયનગૃહમાં કંઇ બીના બની હતી ?

**કળા૦**—( ગળગળીત થઇને ) પીતાજી બીના તો ઘણી વિપરીત બની હતી પરંતુ આપને કહેતાં મારી જીભ બીલકુલ ચાલતી નથી.

**મેઘસીંહ**—( ક્રોધાવેશમાં. ) એવી શી બીના બની છે. જે હોયતે ખરેખર મને જણાવીદે.

**કળા૦**—( ગદગદકંઠે. ) પીતાજી આપ પાસે નિર્લજ ભરેલી વાત કહેવી એ હું પુત્રીનો ધર્મ નથી. પરંતુ આપનું વાક્ય ઉલ્લંઘન નહી કરતાં હું કહુંછું. ગઈ રાત્રે હું મારા શયન-ગૃહમાં નીંદ્રાવશ થયેલી હતી ત્યાં અચાનક ગમારસીંહ આવી મારા પલંગ પાસે ખોટા વિચારથી ઉભેલા દરમીઆન હું અચાનક જાગી ઉઠી મેં તેમને આવવાનું કારણ પુછ્યું તો બોલ્યા વીના મને ચીઠ્ઠીમાં નીચ કૃત્યનો દાખલો લખી આપ્યો આવા ક્રુર બનાવથી હું ઘણી ભયભીત બની ગઈ વળી મારા મનમાં સંકેત થવાથી મેં ફરીથી પુછ્યું તો મારી લેશમાત્ર લાજ નહી ધરાવતાં નિર્લજ ભરેલી વાત મને કહી સંભળાવી મેં ધીરજથી ઘણી સમજણ આપી પરંતું નહી માનતાં મારી લાજ લુંટવાને જુલ્મગાર થયા આખરે તેમનું કંઈ ફાવ્યું નહી. પછી મારાપર ક્રોધાતુર થઈ કહી ગયા કે હવે તું યાદ રાખજે હું પીતાજી પાસે જઈ તારી જુઠ્ઠી વાત ભરાવી. મારીશ ન ખાવીશ, એટલું કહી ક્રોધ ભર્યા ચાલતા થયા.

**મેઘસીંહ**—( પ્રધાન પ્રતિ ) પ્રધાનજી મારા ધારવા પ્રમાણે અને કળાવતિના કહેવા પ્રમાણે મને કળાવતિનું વદવું સત્ય લાગે છે. અને ગમારસીંહની અરજ તદ્દન જુઠ્ઠી છે, કારણ કે ગમારસીંહનાં દુરાચરણને આપણે જાણીયે છીયે. ( કળાવતિ પ્રતિ ) તારી પાસે ગમારસીંહની લખેલી ચીઠ્ઠી છે કે ?

**કળા૦**—હા પીતાજી આ રહી લ્યો. જુઓ. ( આપે છે. મેઘસીંહ ઉકેલિ અક્ષર ઓળખતાંજ. )

**મેઘસીંહ**—( ક્રોધાવેશમાં. ) હાય કળાવતિનું કહેવું સત્ય ( ગમારસીંહને. ) અરે દુષ્ટ દુરાચરણી આવું અનિતિ અને

નિર્લજ ભરેલું અઘોર કૃત્યનો આદર કરતાં તને બીલકુલ લાજ ન આવી હાયા પાપી, નીશાબાજ કામી કુતરા અધર્મિ, પોતાની ભગ્નિ તરીકે રહેલી તેની સાથે આ જુલ્મ ગુજારતાં તને લેશમાત્ર શર્મ ન આવી? અરર હાય? તને શું કરૂં લુચ્ચા હરામી મારી કીર્તિને કલંક લગાડયું: નકટાનીચ હવે આ સમશેરથી નિશ્ચે તારો જાન લઉં. ( મ્યાનમાંથી તલવાર ખેંચીને. )

## ગાયન ૩૮.

### ( લુંગા મેં તોરા જાન. ) એ રાગને મળતો.

લઉં પાપી તારો જાન અરે ઓ નિર્લજ નાદાન,
કમજાત કુકર્મિ નીકળ્યો તું,
મુજ નામ ડુબાવા જનમ્યો તું,
દુષ્ટ દુષ્ટ ઓ સયેતાન અરે લઉં નક્કી તારો જાન;
જાણજે હેવાન. લઉં.
ધીક ધીક હરામી નકટા તું,
સરજ્યો કુળકલંક દેવા તું,
કાઢું કાઢું તારો પ્રાણ કરૂં હું ઠાર તને બેભાન;
થા પાપી હેરાન. લઉં.

( દરમીયાન તલવારનો ઘા કરવા જાય છે ગમારસીંહ દુર ખસી જાય છે. બાદ ગમારસીંહને, ક્રોધ ચઢવાથી લાગ જોઇ પોતાના પીતાને ઘોઘળે નખ દઇ મારી નાખે છે. કચેરીમાં હાહાકાર થઇ રહે છે. બાદ પોતે સીંહાસનપર બેસે છે. બાદ. )

**ગમાર૦**—અરે શીપાઇ કોઇ હાજર છે.

**શીપાઇ**—હાજર સાહેબ.

**ગમાર૦**—જા જલ્દી ચંડાળોને બોલાવી લાવ. ( સીપાઈ જાય છે થોડીવારે ચંડાળો દાખલ થાય છે. ) ( ચંડાળોને ) અરે ચંડાળો ( કળાવતિ તરફ આંગળી કરીને ) આને એકદમ દુર દેશના જંગલમાં લેઇ જઇ મારી નાખો.

**ચંડાળો**—બહુ હારૂં છાજ. ( કળાવતિને ચંડાળો લેઇ જાય છે. કચેરીમાં દરબારીઓ વિગેરેનું જનક શોક આશ્ચર્ય. )

—ટેબ્લો—

## ડ્રોપસીન.

## અંક ૨ જો સમાપ્ત.

# અંક ૩ જો.

## પ્રવેશ ૧ લો.

**સ્થળ**—રૂપા નગરનું જંગલ.

**( ચંડાળો, કળાવતિ બાદ માલણ. )**

( ચંડાળો કળાવતિને લઇને આવે છે. )

**૧ ચંડાળ**—હવે આપણે બહુ સેટે આવતા રહ્યા સંપિ ને હેંડી હેંડીને થાચી પણ જયા સીયે તેથી હવે બહુ સેટે નહી જતાં અહીંજ મારી નાછીયેતો હારૂં.

**બીજા**—હા હા અહીંજ એનું બળીદાન કરો !

**ચંડાળો**—( કળાવતિ પ્રતિ ) સોકરી હવે સેલ્લે સેલ્લી વેળા તારા પરમેહરને હંભાળવા હોયતો હંભાળીસે.

**કળાવતિ**—ભાઇઓ મને મારીજ નાખશો ?

**૧ ચંડાળ**—હા તને નચ્ચી મારીજ નાછીશું.

**કળાવતિ**—ત્યારે શું મને જીવતિ નહીજ મુકો કે ?

**૧ ચંડાળ**—જીવતી મુચીયે તો અમને અમારા રાજાછાબ મારીનાછે. તેથી તને તો મારીજ નાછીશું.

**કળાવતિ**—ત્યારે શું નક્કી મને મારીજ નાખશો ?

**૧ ચંડાળ**—હા હા હવે તારી બધ્ધી લવારી સોડીદે જે તારા પરમેહરને હંભાળવા હોયતો હંભાળી લે હવે આ મારી તરવાર તારૂં લોહી પીવા ઉતાવળી થઇ રહીસે.

**કળાવતિ**—( સ્વગત. ) અરેરે પ્રભુ હવે તો નિશ્ચે મરવાનો વખત આવ્યો છે હવે આ પાપીઓના હાથથી

હું જીવતીતો નહીંજ રહું. પ્રભુ મારાપર આ શો જુલમ વિભુ આ નિર્પંગથી બાળાપર જરા નજર કર અને આ ચંડાળોના હાથથી મોત થતાં બચાવ કર.

## ગાયન ૩૯.

## પ્રભુ સ્મરણ.

**( દા લાગ્યોરે દલડામાં ) એ રાગને મળતો.**

હે ત્રાતારે ત્રીભોવન દષ્ટી દયાની કરજો,<br>
દષ્ટી દયાની કરજો વિભુ મારી વ્હારે ચઢજો<br>
એક છે ભરોંસો તારો દીન દયાળ સાચો;<br>
સત્યના બેલી સત્યે વળજોરે. દષ્ટી.<br>
પાપી જન અહીંયાં મારો પ્રાણ લેવા ઉભા છે;<br>
આવી મને સ્હાય કરજોરે. દષ્ટી.<br>
નીરાધાર રંક બાળા મરૂંછું હું નિર્દોષે;<br>
દયાનિધિ સત્યે ઉતરજોરે. દષ્ટી.<br>
નમન કરી કહું હું દીન કરગરતી;<br>
મુજ વિનતી ઉર ધરજ્યોરે. દષ્ટી.

પ્રભુ...પ્રભુ..પ્રભુ. ( સ્મરણ કરી રહ્યા બાદ ચંડાળોને કહે છે. ) ભાઇઓ મેં મારા પરમેશ્વરને સંભાળી લીધા હવે તમારે મને મારવી હોયતો મારી નાખો ( ચંડાળોના હૃદયમાં દયાનો અંશ પ્રવેશે છે અને આશ્ચર્યથી એક બીજાના સામે જોઇ રહ્યા છે. )

**૧ ચંડાળ**—( બીજા પ્રતિ ) તારે હવે આને ચમ કરવું સે.

**૨ ચંડાળ**—તારે કરવું હોય એમ કર આપણે તો એને હાથ અડકાવવાના નહી.

**૩ ચંડાળ**—હા બઇ આપણેયતે હાથ અડકાવવાના નહી.

**૪ ચંડાળ**—ભઈ આપણેમતે એને હાથ અડકાવ-વાના નહી.

**૧ ચંડાળ**—તારે મારૂં દલ પણ એને મારતાં પાસું પડેસે. તેથી જો તમારા બધ્ધાની મરજી એવી હોયતો એને જીવતી મુચી દઇયે.

**બીજા**—અમારા બધ્ધાની મરજીતો એને જીવતી મુચી દેવાની સે.

**૧ ચંડાળ**—થયું ત્યારે. ( કળાવતિ પ્રત્યે. ) સોકરી તારે જવું હોય તાંજા હવે અમે તને મારનાર નહી. હવે તું જાણે ને તારૂં તગદીર જાણે અમે તો તને જીવતી મુચી ને જઇયે સીગે

( ચંડાળો જાય છે. બાદ કળાવતિ એકલી. )

### ગાયન ૪૦

### ( શી અદભુત તારી ) એ રાગને મળતો

**કળાવતિ**—

છે અકળીત તારી અતિ ગતિ, રે
અહા..............જગતપતિ
મન અચકાય, દુભાય, મરેમથી
ગતિ તુજ કોથી, જરાય નકળ થતી, રે
અહા..............જગતપતિ.
ક્યાં નગરી મુજ ધામ ક્યાં, ક્યાં વ્હાલાંનો વિરામ,
ક્યાં રીબાઉં હું અહી, ભર જંગલ ભયઠામ. મન.
દુઃખ દાળિદ્ર નિહાળતિ નહી કદી સ્વપ્નામાંય,
તે હું નજરે ભોગવું શો ? આજ તુજ મહીમાય. મન.

વંન વગડા શોધ્યા ઘણા, વળી શોધ્યાં પર દ્વાર,
શંકટ ભોગવતિ ભમું લાવ્ય હવે ઝટપાર. મન.

( દરમીયાન એક માલણ ફુલ વીણી ને આવે છે. કળાવતિ ને એ હાલ જુએ છે. )

**માલણ**—ભલી બાઈ તમે કોણ છો ?

**કળા૦**—બ્હેંન હું મારાં દુર્ભાગ્યથી એ હાલ બનેલી એક ગરીબ સ્ત્રી છું.

**માલણ**—બાઇ તમારૂં તે જોને મય ભાળ અને સુકો-મળ કાયપરથી જાણે નશીબવાન હો એમ લાગે છે.

**કળા૦**—બ્હેંન પ્હેલાં નશીબવાન્ ઘણાં હતાં પણ હાલમાંતો કુ નશીબવાળાં બન્યાં છીયે.

**માલણ**—બાઈ કેવા કારણથી હાલ કુ નશીબવાળાં બન્યાં છો ?

**કળા૦**—ફક્ત એક બ્હેનપણીના વિયોગથી.

**માલણ**—( ચકિત થઇને ) તે તમારી બ્હેંનપણીનું નામ શું ને કયાં હતી ?

**કળા૦**—તેનું નામ કેશર અને તે રૂપાનગરના રાજાની કુંવરી થાય.

**માલણ**—( આશ્ચર્યથી. ) ઓહો હો હો કેશર બ્હેંન તો રાક્ષસના પંઝામાંથી છુટીને કયારનાંય ઘેર આવ્યાં છે.

**કળા૦**—( ચકિત થઇને ) હેં તમે આ શું કહો છો ! ને તમે એની વાત કયાંથી જાણો.

**માલણ**—બાઈ હું રૂપાનગરમાંજ રહું છું ને ત્યાંની હું માલણ છું. અને એમના મહેલમાં હું દરરોજ ફુલ મુકવા જાઉં છું.

કળા૦—વાહ ? વાહ ? મઝાની હર્ષની વાત. વાહ ? બ્હેન તારૂં ભલું થજો કે તેં મને આ વાત કહી સંભળાવી વાહ ? ઘણું સારૂં થયું. ( હરખાય છે ) ( સ્વગત ) પણ હવે હું એને કેવી રીતે મળું, કારણ કે મારે એની ગુપ્ત રીતે પ્રેમ પરિક્ષા જોવી છે માટે લાગ તો ઠીક છે. આ માલણની પાસે વણઝારાની સાડી છે તે પહેરી લઉં અને ફુલની છાબ પણ તેની પાસેથી માગી લઉં અને હાર ગજરા ગુંથી લઇને માલણ વેષે તેની પાસે જાઉં. ( પછી માલણ પાસેથી સાડી તથા ફુલની છાબ માગી લે છે.—દરમીયાન પડદો પડે છે )

## પ્રવેશ ૨ જો.

### સ્થળ—કેશરનો મહેલ.

( કેશર બાદ માલણ વેષે કળાવતિનું આવવું. )

( કેશર એકલી આરામ ચેરમાં બેઠી છે. બાદ કળાવતિ માલણ વેષે ફુલની છાબ લઈ દાખલ થાય છે. )

### ગાયન ૪૧

કળાવતિ— પરદેશી હું માલણ આવી,
નવિન નવિન નવ રંગ પુષ્પોના
હાર ગજરા લાવી. પરદેશી.

અતિ ખુશબોદાર, પુષ્પો ભર્યા અપાર
ગુંથ્યાં છે ભિન્ન પ્રકાર શહબેશ બનાવી. પરદેશી.

લાવી છું આપ પાસ, અર્પણ કરવા ખાસ,
લ્યો સુંઘે સુવાસ બાઇ મન રીઝાવી. પરદેશી.

બાઇ ? હું પરદેશથી આપને આ પુષ્પને હાર ગજરાની ભેટ મુકવા આવી છું માટે સ્વીકાર કરશો ? ( એમ કહી કેશરની પાસે છાબ મુકે છે. )

**કેશર**—વાહ ? મારા માટેજ પરદેશથી તું અહીંયાં ભેટ મુકવા આવી છું માટે લે તેના બદલમાં આ પાંચ સોનાની મ્હોર તને ઇનામમાં આપું છું તે લઈ ખુશી થા.

( પાંચ મ્હોર આપે છે. બાદ કેશર છાબમાંના હાર ગજરા નીહાળે છે )

( સ્વગત ) વાહ ? હાર ગજરાની ગુંથણી તો ઘણી ઉંચી પ્રકારની અને પ્રીય લાગે એવી છે. ( એક હાર હાથમાં લઇને ) ઓ હો ? આ હાર તો જુદીજ તરેહનો ગુંથ્યો છે. ( ફેરવી ને ) વાહ ? આ હારની ગુંથણીતો મારો પ્રીય સખી કળાવતિના જેવીજ મળતિ આવે છે. શું આ હાર ? એનો ગુથેલો તો નહી હોય ? પણ નાના ? કયાંથી હોય ? આતો આ પરદેશી માલણ ગુંથી લાવી છે. પણ લાવ એને પુછું તો ખરા. ( માલણ પ્રતિ ) આ હાર કોનો ગુંથેલો છે. ?

**કળા૦**—બાઇ મારા પોતાના હાથથીજ ગુંથેલો છે. કેમ બાઇ ? પુછવાનું શું કારણ ?

**કેશર**—( દીલગીર ભરેલે સ્હેરે ) કંઇ નહી.

**કળા૦**—નાનાબાઇ એમ હોય નહી. કારણતો હોવું જોઇયે. ( કેશરની આંખમાં ચોધાર આંસું છુટે છે તે જોઈ )

**કળા૦**—બાઇ ! આમ એકદમ રડવાનું શું કારણ છે.

**કેશર**—( રડતી ) આ તારો હાર જોઇને મને મારી પ્રીય સખી યાદ આવે છે.

**કળા૦**—બાઇ મારો હાર જોઇને આપની પ્રીય સખી યાદ આવવાનું શું કારણ ?

**કેશર**—આ તારા હારની ગુંથણી મારી પ્રીય સખી કળાવર્તિના જેવી મળતી આવે છે. માટે મને યાદ આવવાથી મારા દીલને ઘણો ખેદ પેંદા થાય છે. ( સ્વગત. ) હાય ! મારી વ્હાલી સખી ! તારો વિયોગ મને ઘણો સાલે છે. હાય તારા વિના હુ અહોનીશ શોકાતુર રહુંછું. અરેરે હુ અભાગીણીને માટે તારે અતિ સંકટ વેઠવું પડતું હશે. મારી વ્હાલી સખી ? તારી ભાળ મેં ઘણે ઘણે ઠેકાણે કરાવી પણ હજુ સુધી કંઇ પત્તો મળતો નથી. હાય મને તારા સઘળા ગુંણ યાદ આવે છે. વાહ ! મારૂં ભલું ઇચ્છક સખી મારૂં ખરાબ ઠેકાણે લગ્ન થતાં અટકાવી મારો ભવ તેં સુધાર્યો. હાય, એવા તારા અધિક આભારો હું કેમ ભુલીશ ? અને તેનો બદલો વાળવા પ્રભુ કયારે વખત આપે ?

**કળા૦**—( સ્વગત. ) વાહ હજુ સુધી મારાપર અનહદ પ્રેમ રાખી રહી છે, અને મારા કાજે અહોનિશ દિલગીરી ભોગવે છે. માટે લાવ હવેતો મારૂં ખરૂં રૂપ પ્રગટ કરી મળુ અને એની દીલગીરી દુર કરૂં. ( કેશર પ્રતિ. ) બાઈ ! તમારી પ્રીય સખી કળાવતિને હાલમાં તમે ઓળખી શકો ?

**કેશર**—હા, ઓળખુંતો ખરી, પણ, આ મારા કમનસીબમાં એનાં દર્શનનો લાભ ક્યાં થવાનો છે.

**કળા૦**—( પોતાનું ખરૂં રૂપ પ્રગટ કરીને. ) જુઓ હુ કોણછુ. ( કેશર જોતાંની વારજ )

**કેશર**—હાય ? તું પોતેજ મારી વ્હાલી સખી કળાવતિ. ( એમ કહી એકદમ ભેટે છે બાદ ) મારી વ્હાલી સખી તને જોઇ આજ મારા મનમાં ઘણો હર્ષ પેંદા થયો છે.

**કળા**—પ્રીય સખી ? મને પણ તારા મેળાપથી અતિ આનંદ થયો છે. વાહ ? પ્રભુએ ઘણી મહેર કરી આપણો બંનેનો ભેટો કરાવ્યો ?

ગાયન ૪૨.

**કળા૦**—અહા ? આનંદ આનંદ અનહદ ઉર વાધ્યો;
અતિ ભારી.
**કેશર**—થઇ ખુશાલી ખુશાલી મન મગન મગન
પ્રીય બારી.
**કળા૦**—કષ્ટ કરૂણાનીધિએ કાપી કરી મ્હેર વાહ ?
દીલ હારી.
**કેશર**—અતિ આનંદ આનંદ અહા ? આનંદ આનંદ
જયકારી.

ઘણી મ્હેર કરી પ્રીય દીન નાથે
**કળા૦**—મેળવીયાં આજે ખુશી સાથે;
**કેશર**—વાહ ? અવસર સુભ અનુંસારી. થઇ.

થયાં મનડાં આજ ઉમંગ ભર્યાં;
**કળા૦**—દાવાનળ દુઃખડાં દુર ટળ્યાં;
થયો ઉદય ઉદય સુખકારી. અહા.
( દરમીયાન પડદો પડે છે. )

## પ્રવેશ ૩ જો.

### સ્થળ—રસ્તો.

### ( લુંટારા બાદ લલિતા. )

( લુંટારા પ્રવેશ કરે છે. )

લુંટારા— ગાયન ૪૩.

## ( યૌવન ખીલ્યું આવ્યા છો ) એ રાગ.

આવ્યા છીયે લુંટી ઝુંટી મોટી હામ ધરી,
માલ લાવ્યા બ્હાદુરીથી ભલી લુંટ કરી;
ભલી લુંટ કરી, મોટી હામ ધરી. આવ્યા.
રૂપીઆની ભરેલી છે ત્યાનગદ થેલી,
વળી અમુલ્ય માળા મોતીની ભરેલી;
લુંટ કરી ફરી, લાવ્યા આજ ખરી. આવ્યા.

**શુરો**—અલ્યા આજેતો કામ નીકળી જાય એવો ભાગો પાડી લાવ્યા છીયે હવે ચાલો એના ભાગ પાડી લઇએ.

**બીજા**—હા ભાઇ લાવો એ રૂપીઆની થેલી અમે બંને જણ ગંણવા માંડીયે ને તમે એ માળાના મણકા ગણી કાઢો

**શુરો**—હા લ્યો આ થેલી, ( એમ કહી બંન્ને તરફ ફેંકે છે. પછી બંને જણ રૂપીઆ ગણવા બેસે છે ને શુરો માળાના મણકા ગણવા મંડી પડે છે. બાદ દુરથી લલિતા માથે પાણીનું બેડું લઇ પ્રવેશ કરે છે. )

**લલિતા**—( સ્વગત ) વાહ ? આજે તો ખરેખરો દાવ છે માટે લાવને આ લુંટારા લોકોને ઇસ્કપ્રેમ બતાવી, ભુલભુલવણીથી ભોળવીને તેમનો માલ પટાવી લઉં. ( હસ્તવદને લુંટારા પાસે જઇને નખરાં કરતી કહે છે. ) વાહ ? મારા રસીલા શરદારો આજે તો ઘણા દીવસે આ દાસીને દર્શન આપ્યાં છે. મારા વ્હાલાઓ તમારા દર્શનની રાહ હું ઘણા દીવસથી જોતી હતી વાહ ? ઠીક થયું આજે તમારાં દર્શનનો મને લાભ થયો. મારા પ્યારાઓ ? હવે તો આ

દાસીપર નજર કરી એક વખત મારે ત્યાં પધારો અને મારો તલસતો જીવ શાન્ત પાડો. ( લલિતાનું પ્રેમ ભરેલું બોલવું સાંભળી ત્રણે જણ રસિક પ્રેમમાં ભોળવાઇ જાય છે અને મોહિત થઇ વિરહ ઘેલા બની જાય છે. )

**શુરો**—વાહ ? રંગીલી તમારો અમારા ઉપર આટલો બધો પ્રેમ છે તો ભલે અમે તમારે ત્યાં આજ રાત્રે આવીશું.

**લલિતા**—વ્હાલાઓ નહી આવો તો ?

**શુરો**—અરે એ શી વાત બોલ્યાં ? વળી આવ્યા વિના રહીયે કે ?

**લલિતા**—જોજો હોં, ભુલતા નહી ?

**શુરો**—અરે જાઓ, જાઓ, હજું તો તમને અમારો ભરોસો નથી આવતો.

**લલિતા**—વ્હાલાઓ ? ભરોંસો તો મને એમ નહી આવે પણ—( કહી અટકે છે. )

**શુરો**—વળી ? પણ–કહી કેમ અટક્યાં કહોને.

**લલિતા**—કંઈ નહી.

**શુરો**—નાના. તમે ના કહો તો તમને મારા સમ છે.

**લલિતા**—( રૂપીઆ તથા માળા તરફ આંગળી કરીને) પણ આ મને મુકવા આપો તો પુરેપુરો ભરોંસો આવે.

**શુરો**—એતો અમે રાત્રે ત્યાં લઇનેજ આવીશું. પણ ભરોંસો ના આવતો હોય તો લ્યો આ વચન. ( એમ કહી લલિતાને વચન આપે છે. )

**લલિતા**—બહું સારૂં હવે રજા લઉં છું.

**સુંદરા**—વારૂં જાઓ, અમે પણ જરા ફરી આવીએ. ( જાય છે. )

# પ્રવેશ ૪ થો.

## સ્થળ—રૂપસીંહનું વિચાર ભુવન.

### ( રૂપસીંહ પછી પ્રધાન )

**રૂપસીંહ**—( એકલો ) મારી વ્હાલી પુત્રી કેશરનાં વેવીશાળ માટે મેં ઘણા ઘણા દેશોમાં તપાસ કરાવી પણ કોઈ જગ્યોએ એને લાયક વેવીશાળ કરવા જડતું નથી માટે હવે તો કુંવરીના કહેવા મુજબ સ્વયંવર વિવાહ કરવા ધારૂં છું. પણ આ બાબત પ્રધાનજીનો અભિપ્રાય લેવો જોઇયે. પ્રધાનજીને મે અહીં આવવાને કહ્યું છે, માટે હમણાં આવશે તો ખરા, ( દરમીયાન પ્રધાન દાખલ થાય છે ) ( પ્રધાન પ્રતિ ) પ્રધાનજી તમને આવતાં વાર કેમ લાગી.

**પ્રધાન**—મહારાજા જરા ઘર સબંધના કામમાં રોકાવાથી વાર લાગી.

**રૂપસીંહ**—વારૂં. પ્રધાનજી કેશરનાં લગ્નસબંધી વિચાર કરવા આપને મેં બોલાવ્યા છે.

**પ્રધાન**—મહારાજ કેશર બ્હેંનનાં વેવીશાળ માટે તો આપણે ઘણા ઘણા દેશોમાં તપાસ કરાવી, પણ તેમને લાયક કોઈ ઠેકાણું મળતું નથી હવે કેમ કરવું, કેશર બ્હેંન પરણાવવા જોગ થયાં છે, અને પુર યૌવન અવસ્થામાં આવ્યાં છે, માટે હવે તો જેમ તેમ કરી તાકીદે પરણાવવાંજ જોઇયે.

**રૂપસીંહ**—પ્રધાનજી ? તમારી વાત ખરી છે. પણ હવે આપણે કેમ કરવું આ બાબત મને કંઈ સુઝ પડતું નથી.

**પ્રધાન**—મહારાજ ! હવે તો છેવટનો ઉપાય એ છે કે સ્વયંવર વિવાહ કરાવો. કેશર બ્હેનનાં પ્રારબ્ધમાં જે બનવાનું હશે તે બનશે. તેમાં આપણો કંઇ દોષ નથી અને તે વિના બીજો કંઇ ઉપાય નથી. વળી સ્વયંવર વિવાહ કરેથી ઘણું સારૂં જણાશે અને સઘળા દેશોમાં આપણી કીર્તિ વધશે. તથા કુંવરી પણ પોતે મંન પ્રસંદ વર વરશે. માટે મારો તો એ વિચાર છે, પછી આપ મહારાજાની મરજી.

**રૂપસીંહ**—પ્રધાનજી તમારો વિચાર મને ગમતો છે અને કુંવરીની મરજી પણ એજ વિચારને મળતી છે માટે એજં વિચાર કાયમ રાખીયે. ઠીક ત્યારે તો પ્રધાનજી આજે દરેક રજવાડામાં સ્વયંવરના આમંત્રણની પત્રીકાઓ લખી મોકલો અને સ્વયંવરમાં સઘળી સાહીત્ય તૈયાર કરાવો.

**પ્રધાન**—જેવી મહારાજાની આજ્ઞા.

( પડદો પડે છે. )

## પ્રવેશ ૫ મો.

### સ્થળ—દુર્ગાશંકરનું ઘર

( લલિતા, દુર્ગાશંકર, પછી કલ્યાણ બાદ લુંટારા )

( દુર્ગાશંકર નિંદ્રામાં છે. બાદ કલ્યાણ પોતાના ખભે તલવાર લટકાવીને દાખલ થાય છે. )

**લલિતા**—વાહ ? મારા સુરવીર શરદાર આજે તો કંઈ રોફબંધ આવ્યા છો.

**કલ્યાણ**—રોફબંધ ના આવીયે તો ( દુર્ગાશંકર તરફ આંગળી કરીને ) આવા જેવાનો માર પણ ખાઇ બેસીયેજ તો.

**લલિતા**—ઓ હો ! એનાથી શું ડરો છો. આપણે તો રોજનું લાગ્યું ને ભવનું ભાગ્યું. માટે રોજે શું ડર રાખશો ? ડર લાગતી હોય તો કરો ને અત્યારેજ આ તલવારથી પાર કે વચમાંથી નીકળી જાય સાલ ફરી ફરીને આવો લાગ નહી મળે.

**કલ્યાણ**—લે ત્યારે આટલી વાર ( એમ કહી દુર્ગાશંકરનું ડોકુ કાપી નાખે છે. પછી ) કેમ હવે રાજી થઇ"

**લલિતા**—હા હવે પુરેપુરી રાજી થઇ. પણ હવે સાંભળો હું તમને એક વાત કહું. તમે પેલી પટારીમાં સંતાઈ જાઓ.

**કલ્યાણ**—શું કરવાને ?

**લલિતા**—હમણાં અહીંયાં લુંટારા રૂપીઆની થેલી ને મોતીની માળા લઇને આવવાના છે માટે હું તેમને ફોસલાવી પટાવી લાલચમાં લપટાવી ને માલ પડાવી લઉં.

**કલ્યાણ**—ઠીક ત્યારે તો લેને હું તો સંતાઈ રહું. ( એમ કહી પટારીમાં સંતાવા જાય છે. પછી. )

**લલિતા**—પણ ઉભા રહો વાત કહું, લ્યો આ ચપ્પુ તમારી પાસે રાખો.

**કલ્યાણ**—વળી ચપ્પા ને શું કરૂં ?

**લલિતા**—શું તે કોઇ પટારો ઉઘાડે તો તેના નાક પર અજમાવજો.

**કલ્યાણ**—બહું સારૂં લાવો. ( ચપ્પુ લઇને પટારીમાં સંતાય છે બાદ લુંટારા પ્રવેશ કરે છે તેમને જોઇને લલિતા નખરાં કરતી કહે છે. )

**લલિતા**—આવો મારા શાણા રસીલા મહેમાનો પધારો

હું ક્યારની આપની વાટ જોતી ટળવળું છું. વ્હાલાઓ આજે તો બરોબર રસ રંગ રેલીને મારૂં દીલ ખુશ કરો.

ગાયન ૪૪

લુંટારા— વાહ ? પ્યારી રંગીલી દીલદારી એ જાન,
દીલદારી એ જાન જીયા કરૂં કુરબાન. વાહ ?
લલિતા— પ્યારા મારા વાલા દીસો રૂપાળા,
વ્હાલા લાલા ઓહો અતી રસાગા;
ભલે પધાર્યા મારા મ્હેરબાન. વાહ ?
લુંટારા— લે લે રસીલી આ નાણાની થેલી,
વળી લે મોતીની માળા રંગીલી;
માગ્ય બીજું કંઇ જોઇયે એ પ્રાણ. વાહ ?

( બાદ લુંટારા રૂપીઆની થેલી તથા મોતીની માળા લલિતા ને આપે છે. તે લઇ લલિતા પટારીમાં મુકે છે. બાદ લલિતા બેસે છે. બાદ. )

શુરો—પ્યારી હવે તમારા યૌવનની બ્હાર જણાવો.

લલિતા—મારા પ્યારા મ્હેમાનો જરા વિશ્રામ લ્યો પછી યૌવનની બ્હાર જણાવું છું.

શુરો—પ્યારી ? હવે ઉંડો વિશ્રામ તો તમારા પ્રેમ રસનો લઇ શું ( પછી ત્રણે જણુ લલિતાને અદ્ધર ઉંચી કરે છે. )

લલિતા—( એકદમ ઢોંગ કરતી. ) અરરરર એ બાપલીયા મરી ગઇ ?

લુંટારા—( ચકીત થઇને ) અરે મારી બાપુડી બામની તમને શું થઇ ગયું.

**લલિતા**—( ઢેલ કરતી ) થઇ ગયું તમારા બાપનું કપાળ, માગ રખાઓ નીકળો અહીંથી બ્હાર, નહીતર ખાશો માર ( આવુ સાંભળતાંજ લુંટારા આશ્ચર્ય બની જાય છે. )

**શુરો**—અરે ? પણ તમને થયું શું ?

**લલિતા**—ખાટલી મુઆ એ ? મારી કમ્મર મચકોડી નાખી ને તમે મને શું પુછો છો.

**લુંટારા**—તમારી કમ્મર શું અમે મચકોડી નાખી કે ?

**લલિતા**—તમે નહી ત્યારે કોણે તમારા બાપે આવીને મચકોડી નાખી ? જો, મારા રોયાઓ જોબનની બ્હાર જોવા આવ્યા છે ?

**લુંટારા**—ત્યારે શું ? અમને જોબનની બ્હાર નહી જણાવા કે ?

**લલિતા**—ઘેર જઇને તમારી જનેતાઓને કહેજો જ-ણાવશે.

**શુરો**—( બીજા પ્રતિ ) અલ્યા આ રાંડ તો બરોબર બવાડો કરવા માડ્યો આતો ઢોંગ કરીને આપણો માલ અઝમ કરવાની એની દાનત જણાય છે.

**બીજા**—આપણો આપેલો માલ પાછો માગી લઇને અહીંથી ચાલો ઝટ જતા રહીયે નહીતર વળી રાંડ કંઇ બીજું તહોમત મુકીને પુરી ફજેતી કરશે

**શુરો**—હા હા એમ કરવા દે, ( લલિતા પ્રતિ ) ત્યારે અમારો માલ અમને પાછો આપો અમે જતા રહીયે,

**લલિતા**—માલ શાનો ? ને વાત શી ?

**લુંટારા**—( એકદમ ગાભરાબનીને ) હાય હાય ! કેમ

ધુર્ત વિદ્યા ચલાવવી છે કે શું ? રૂપીઆની થેલીને મોતીની માળા તને આપી છે ને કેમ ફરી જાય છે.

**લલિતા**—કોને અહી ભુતને આપી છે ? પાઘડી બળ્યાઓ ગળે પડવા આવ્યા છો કે શું.

**શુરો**—( બીજા પ્રતિ ) શું જોયા કરો છો. જાઓ બંન્ને જણુ પેલી પટારીમાંથી આપણો માલ કાઢી લાવો ( પછી બે જણા ઉતાવળા પટારીમાં મોઢાં ઘાલી લેવા જાય છે કે તરત કલ્યાણ બંન્નેનાં નાક કાપી લે છે. કે બંન્ને જણુ નાક દબાવતા અરરરર કરતા એક બાજુએ જઇને ઉભા રહે છે. ) કેમ અલ્યા ત્યાં જઇને ઉભા ? માંહેથી કાઢી લીધો કે નહી.

**બીજા**—અમારી નજરે તો કંઇ પડતું નથી તું પોતે જો.

**શુરો**—( રીશ કરીને ) મુઆ તમે નામરદા સાલા સીપાતો જેવા તમારાથી શું દહાડો વળે. ( એમ કહી પટારીમાં મોં ઘાલી લેવા જાય છે કે કલ્યાણ તેનું પણ નાક કાપી લે છે. કે શુરો એકદમ અરરરર કરતો કુદમ કુદ બંન્ને જણુ પાસે આવીને ) મુઆ સાલાઓ તમે તમારા પાપમાં મારૂં તો નાક કપાઇ ગયું.

**બીજા**—( પોતપોતાનાં નાક ઉઘાડાં કરીને ) જુઓ ને અમારાં પણ તમારા જેવાંજ થયાં છે.

**શુરો**—હઅઃ તો અલ્યા ! આ રાંડતો આપણી પુરેપુરી ફજેતી લુચ્ચી મારા ધારવા પ્રમાણે તો એ પટારીમાં કંઇ યુક્તિ રચી હોય એમ લાગે છે. વાસ્તે ચાલો આપણે એ પટારીમાં તપાસ કરીયે.

**બીજા**—ના ભાઇ, અમે તો એ પટારી પાસે આવવાના નથી, આગ મુકી એ પટારીમાં.

**શુરો**—ત્યારે પટારીને તથા આ રાંડને ઉચકીને વગડામાં લઇ જઇશું ?

**બીજા**—હા હા, એમ કરો લાવો એ પટારી અમે બંન્ને જણ ઉચકી લઇયે છીયે તમે એ રાંડને લઇ લ્યો.
( પછી પટારી તથા લલિતાને ઉપાડી ચાલતા થાય છે. )

## પ્રવેશ ૬ ઠ્ઠો.

### સ્થળ—વિલાસપુરમાં ગમારસીંહની કચેરી.

**( ગમારસીંહ, પ્રધાન, દરબારીઓ, વારાંગનાઓ, છડીદાર, શીપાઇ બાદ બારોટ વીગેરે. )**

**છડીદાર**—મહારાજા ધીરાજ ગમારસીંહ મહારાજને ઘણી ખંમ્મા. નીઘાપે નીઘા રખ્ખો, મહેરબાન, સલા...મ.

( વારાગનાઓ નાચ કરવા પ્રવેશ કરે છે. )

ગાયન. ૪૫

**વારાંગનાઓ**— **નાચ.**

**( સૈયાં નપકર મોરી ) એ રાગ.**

સૈયાં તોરી સુરતપે જાઉં બલીહારીરે,
તીરછી નજર સોહે નયન કટારીરે. **સૈયાં.**
ગોરા ગોરા બદન સુરતવા પ્યારીરે,
તનમન ધન સબ તોપે મેં વારીરે. **સૈયાં.**

**( નાચ થઇ રહ્યા બાદ )**

**ગમારસીંહ**—પ્રધાનજી ? આજે રૂપાનગરથી પત્ર આવ્યો છે. તેમાં એમ લખે છે કે અમારી કુંવરી કેશરનો સ્વયંવર વિવાહ થાય છે માટે શુભ અવસરે પધારી અમારા મંડપની શોભા વધારવા કૃપા કરશો.

**પ્રધાન**—મહારાજ ? કેશરનું સગપણ તો આપની સાથે થયેલું છે, છતાં સ્વયંવર ભરવાનું શું કારણ હશે ?

**ગમાર૦**—પ્રધાનજી ? મને પણ એજ વિચાર થાય છે. શું કેશરે મારાથી સગપણ તોડયું હશે ? વળી શું એને ઇચ્છાવર વરવા ખુશી હશે ?

**પ્રધાન**—મહારાજ ? આ પત્ર ઉપરથી તો મને એ-મજ સમજાય છે કે આપની સાથેથી સગપણ તોડી સ્વ-યંવર રચાવ્યો હશે. ( દરમીયાન એક બારોટ દેશાન્તરથી ફર-તો ફરતો યાચનાર્થે આવે છે. )

**બારોટ**—( નમન કરીને ) મહારાજા ધીરાજ. ગૌબ્રા-હ્મણ પ્રતિપાળ, અંન્નદાતાને ઘણી ખંમ્મા હજો.

**ગમાર૦**—બારોટજી તમે ક્યાંથી આવો છો ?

**બારોટ**—મહારાજા અંન્નદાતા, હું ઘણા ઘણા દેશ ફરતો આવું છું.

**ગમાર૦**—વારૂ ? ત્યારે તો તમે કોઇ દેશની નવી ખબર લાવ્યા હશો.

**બારોટ**—હા અંનદાતા ? રૂપાનગરમાં સ્વયંવર રચાય છે.

**ગમાર૦**—તે સ્વયંવર રચવાનું કારણ તમે કંઇ જાણો છો ?

**બારોટ**—અંનદાતા ? કારણતો સહેજ સાજ જાણું છું

**ગમાર૦**—કહો જોય વારૂ ?

**બારોટ**—એ કુંવરીનું સગપણ એના પીતાએ કોઈ

ઠેકાણે કર્યું હતું. પણ તે ઠેકાણે કુંવરીનું મન નહી માનતાં. ઇચ્છાવર વર મેળવવા સ્વયંવર રચાવ્યો છે.

ગમારઠ—( એકદમ ક્રોધાવેશમાં. ) અરે ? હાય આશો જુલમ. હાય ? શું મને તેણે નિર્માળ જાણ્યો હશે ? વળી શું ? મારાથી કોઇ રૂપાળો ઇચ્છા વર મેળવવા સ્વયંવર રચાવ્યો ? અરે હાય, આ વાત સાંભળી મારા રહદમાં મને રોમ રોમ જવાળા પ્રગટી રહી છે.

ગાયન. ૪૬

રાગ ક્ષત્રીકલંક.

શો ? અજબગજબ કહેવાય. દીલમાં ધૈર્ય કેમ ધરૂં રે.
શુંણી દીલમાંય લાહ્ય હાય થાય — દીલમાં.
અરે હાય હવે જાઉં ઝટપટ — દીલમાં.
તોડી ભંગ કરૂં મંડપ ઝપટ — દીલમાં.
નથી જાણ્યું હજું એણે મારૂં જોર — દીલમાં.
ખળવારમાં ઉતારો એનો તોર — દીલમાં.
જાણ્યો હશે શું મને નિર્માળ — દીલમાં.
તોડ્યું હશે એવું જાણી વેવીશાળ — દીલમાં.
થાય જગતમાં કિર્તિનો નાશ — દીલમાં.
જઈ વરતાવું ત્યાં ભારે ત્રાસ — દીલમાં.
કરો શૈન્ય સઘળું તૈયાર — દીલમાં.
લાવું ઉપાડી કેશરને આ વાર — દીલમાં.

અરે પ્રધાનજી ? શેન્યાધિપતિને સઘળું લશ્કર તૈયાર કરવા હુકમ કરો અને રૂપાનગર લઇ ચાલો. એ શાનના આ ભાર છે. એનો સ્વયંવર તોડી ભાગી ખેદાન મેદાન કરી નાંખીયે અને કેશરને ઉપાડી લાવીયે.

**પ્રધાન**—મહારાજ આમ એકદમ આપણે આવેસપણે ચઢાઈ કરવી ન જોઈયે કારણ કે તેણે આપણને સ્વયંવરની કંકોત્રી લખી જણાવી છે. માટે આપણે આપણા લસ્કર સહીત ત્યાં ચાલો. ત્યાં આપણું લસ્કર ગુપ્ત રાખીને આપ સ્વયંવર વખતે સભામાં જઈ બીરાજજો આપનાથી બીજો કોઇ જબરો નથી કે તેને વર માળા આરોપશે. અને કદાપી બીજો કોઈ તેની ધ્યાનમાં આવે ને તેને વર માળા આરોપેતો આપણે આપણું શૈન્ય બોલાવી એકદમ લડાઇ કરી કેશરને સ્વયંવરમાંથી ઉપાડી લાવી શું. માટે મહારાજ મારૂં કહેવું માની એજ વિચાર કાયંમ રાખો.

**ગમાર૦**—પ્રધાનજી તમારી વાત ખરી છે કે મારાથી વળી બીજો કોણ બળીયો છે કે તેને વરી શકશે ? માટે ચાલો એજ વિચાર રાખીયે છીયે.

( પડદો પડે છે. )

## પ્રવેશ ૭ મો.

### સ્થળ—રૂપાનગરનું જંગલ.

( લુંટારા, લલિતા તથા પટારી માંથી કલ્યાણ. )
લુંટારા. પટારી તથા લલિતાને લઈ ઉચકીને આવે છે. પછી જમીન સાથે પછડતાં મુકી ને ગાયન કરેછે. )

**લુંટરા**— **ગાયન ૪૭**

હાય કપાઇ ગયાં નાક હાય હાય ( ૨ )
બન્યા નકટા અરે વોય હાય હાય. હાય.
વાહ ! દીસો કેવા ? જેવા જોઇયે તેવા;
બન્યા ત્રણે એહેવા, અરે હાય હાય. હાય.

લાલ ઉઠે અતી, હવે મરા મથી;
નેહો માથાં કુટી અરે હાય હાય. હાય.
પેટી માંહિ મત્તા, ખોલી જુઓ છટા;
કયાં નાક કદ્દા અરે હાય હાય. હાય.

( બાદ પટારી ખોલીને જુએ છે તો મોહે કલ્યાણ નજરે પડે છે. તેને જોઇને. )

શુરો—ઓહોહોહોહો આમાંતો કાંઈ પલીત આવી ભરાયું છે. હાય આ બદ્ધાં કાવતરાં (લલિતાં તરફ આંગળી કરી) આ લુચ્ચી છીનાળનાંજ જણાય છે. હવે કાઢો આ લુચ્ચા ને પણ બ્હાર જરા પ્રસાદી આપીયે. મારા સાળા એ એણે પણ આપણાં ત્રણે જણનાં નાક કાપી લઈ ખુચા બચ કરી નાખ્યા છે. ( પછી કલ્યાણને પટારીમાંથી બ્હાર ખેંચી કાઢે છે. બાદ. લલિતાની જોડે ઉભો કરીને. )

બીજા—લ્યો હવે આ બંન્ને ને કેમ કરીશું.

શુરો—પ્હેલાં તો એ બંન્ને ને ખુબ માર મારો પછી બીજી વાત ( પછી કલ્યાણને તથા લલિતા ને ત્રણે જણ ખુબ માર મારવા મંડી પડે છે. ને ધમ ચકડ થઇ રહે છે. પછી ) હવે આપણાં નાક કાપનાર આ લુચ્ચાને તેના પેટ પર પથ્થરો બાંધી કુવામાં નાખી દઇયે. અને આ સખણી છીનાળને તેના હાથ પગ બાંધી ઝાડના ડાળે લટકાવી નીચે તાપ કરી બાળી મુકીયે તો આપણી દાઝ હોલાશે. માટે પેલો મોટો પથ્થરો પડ્યો છે તે લાવો, પ્હેલાં આ ધંમ-ચક્રને ભુ પીતો કરીયે. પછી એ છીનાળની વાત ( પથ્થ-રો લાવી કલ્યાણના પેટપર બાંધે છે. પછી કુવા પાસે લઈ જઇને ) હવે મારો ધક્કો કે પડે કુવામાં ને થાય ભુ પીતો.

કલ્યાણ—ભાઇઓ મહેરબાની કરી ઘડીવાર સબુર કરો.

શુરો—લે ઘડીવાર સબુર કરીયે છીએ, જોય વારૂં તું શું કરે છે.

કલ્યાણ—( સભાજનો સમક્ષ. ) હાય ! પરસ્ત્રીથી પ્રેમ કરવામાં કેટલું સુખ અને કેટલું દુઃખ આવી રહેલું છે, તેનો મને પુરેપુરો અનુભવ થઈ ચુકયો. હાય ! વ્યભિચારથી કોઇ સુખ પામ્યું નથી, અને કોઇ પામનાર પણ નથી. હાય ! વ્યભિચારના વેપારમાં હું પૈસેથી ઘણો ખુવાર થઇ ગયો, શરીરથી પણ ખુવાર થઇ ગયો, ધર્માચારથી પણ ખરેખરો ભ્રષ્ટ થઇ ગયો, સગાંવ્હાલાંથી પણ અળગો થઇ ગયો, વળી ઠેકાણે ઠેકાણે મારૂં નિર્લજપણું છવાઇ ગયું. હાય ! એટલાં પરીણામ મને મળી ચુક્યાં છે. હાય ! પ્રથમ મેં જાણતા છતાં નર્કદ્વારના મોહપાસમાં લુબ્ધ બનવાથી કંઇપણ વિચાર ના કર્યો તો આખરે મારે આ દશાને પાત્ર થવું પડયું છે. માટે મારા આર્ય ભુમીના ભ્રાતો મારી વિનતિ પુર્વક અરજ છે કે ભુલેચુકે પણ કોઇ પરસ્ત્રીનો સંગ કરશો નહી.

શુરો—( કલ્યાણ પ્રતિ ) હવે તારી સઘળી ગરબડ મુકી દે, અમારે વખત જાય છે.

કલ્યાણ—( લુંટારા પ્રતિ ) હવે મારી ગરબડ પુરી થઈ ગઇ છે, તમારે જેમ કરવું હોય તેમ કરો. ( લુંટારા કલ્યાણને ધક્કો મારી કુવામાં નાખી દે છે. ) ( બાદ. )

શુરો—ચાલો હવે આ છીનાળીનું બળીદાન કરીયે. ( એમ કહી લલિતાને ઝાડના ડાળે લટકાવીને નીચે તાપ કરવા તૈયારી કરે છે, બાદ લલિતા કાલાવાલા કરતી. )

લલિતા—અરેરે મારા પ્યારા પ્રેમીઓ આ વખત મારો જીવ બચાવો, મારી મોટી ભુલ થઇ છે. માટે આટલો ગુન્હો માફ કરો. હવેથી હું તમારી સદાની પ્યારી થઈ રહેવા કબુલ કરૂં છું.

શુરો—અરે ? લુચ્ચી, છીનાળ, કાળાં કૃત્ય કરનારી કુભારજા, ભોળા જનોને ભરમાવી કોમળ કલેજાં કોરી ખાનારી ડાકણ, તને તો બાળીને ભસ્મ કર્યા છતાં પણ અમારા અંતઃકરણની દાઝ બુઝાવાની નથી કુટીલ કમજાત અમારાં નાક કપાવનારી, તારા જેવી અધર્મિ કપટથી કેર કરનારી દુષ્ટ રંડાઓનો પ્રથ્વી માતાને નાહક ભાર ના આપતાં પરાજ્ય કરવો એ ઘણી સારી વાત છે. માટે લે, તું પણ તારા કપટનો બદલો લેતી જા. ( એમ કહી દીવાસળી સળગાવી ચાંપવા જતાં દરમીયાન. )

લલિતા—હાય ? જરા સબુર કરો, મને પણ છેલ્લે છેલ્લી વેળા જરા બોલી લેવા દો, પછીથી મને સળગાવી મુકજો. ( સભાજનો સમક્ષ ) હાય, હું કોણ અને આ મારી શી દશા હાય. વ્યભિચારના કામથી હું આ દશાને પાત્ર થઇ છું. હું એક બ્રાહ્મણની બાળા. મારા માત પીતાએ, મને ગુણવાન, ભક્તિવાન, વિવેકવાન, પ્રભુ સમર્પિત મેંળવી આપેલો તેની સાથે હું પ્રેમ સંપાદન નહી કરતાં. પર નર સાથે પ્રીતી બાંધી અમુલ્ય અમૃતનો તુચ્છકાર કરી વીષ્ટ રૂપી વ્યભિચારને ગ્રહણ કર્યો. અરેરે હું અભાગણી રત્નરૂપી શીયળનો ત્યાગ કરી, વ્યભિચારના જુઠા શણગારમાં લુબ્ધ થઇ, મારા નીર્પરાધી પતિનું મેં મોત કરાવ્યું. હાય, મારા જેવી અધર્મિ કુલટા કોણ હોય, અરેરે હું ઘણી પાપીષ્ટ થઇ છું. આ ભવમાં તો હું લુંટારાના હાથે વણ કાળે જીવ-

તાં બળીને મરણ પામું છું. ત્યારે પરમેશ્વર પાસે હું કેવી રીતે છુટીશ તે હું કહી શકતિ નથી, અરે મારી ભારતવાશી બહેનોને વિનંતી પુર્વક અરજ કરૂં છું કે, પોતાના પરણેલ પતિને પ્રભુસમ પ્રમાણી તેની શેવા ચાકરી કરવી. મારી માફક, કોઈ ભુલેચુકે પણ, વીષયરૂપી વ્યભિચારનું શેવન કરશો નહી, કરશો તો, મારી દશાને પાત્ર થશો.

( દરમીયાન શુરો લલિતાના નીચે ભડકો કરે છે. બાદ ત્રણે જણ લુંટ કરી લાવેલા માલના લીધે મળેલા ફળનું પરીણામ સમજી, દોંગાઇ વિષે ધિક્કારી, પટારીને માલ સુદ્ધાં ભડકામાં ફેંકી દઇ ચાલતા થાય છે. પડદો પડે છે. )

## પ્રવેશ ૮ મો.

### સ્થળ—રાજદરબાર તથા સ્વયંવર મંડપ.

**( રૂપસીંહ, પ્રધાન, દરબારીઓ, કેશર, કળાવતિ, ચંદ્રકુંમાર, ગમારસીંહ, વારાંગનાઓ, શીપાઇઓ વીગેરે. )**

( સ્વયંવરમાં દેશ દેશના રાજા રાણાઓ ભરાઇ બેઠા દરમીયાન વારાંગનાઓ આવી નાચ કરે છે. )

**ગાયન. ૪૮**

**નાચ.**

**વારાંગનાઓ—**

છનન (૨) છુંમ છનન રૂમક ઝુમક ઝુંમ છનન
આદેના દીન તનન તનન, ના દીમ (૨) તનન (૨)
દાના દાના દેરેના દાના, નાચત ઠુંમક સંગીત ગાના
પ્યાર લગાના, ધુંન મચાના, તાર બજાના
તનન (૨) તોમ તનન, રૂમક ઝુમક છુંમ છનન

( નાચ થઇ રહ્યા બાદ કેશર તથા કળાવતિ બંન્ને

સખીઓ પોતપોતાના હાથમાં વરમાળા લઇને પ્રવેશ કરે છે અને સભા વચ્ચે આવી ઉભાં રહે છે. બાદ રૂપસીંહ ઉઠીને )

રૂપસીંહ—( રાજ મંડળ સમક્ષ ઉભો રહીને ) શુરવીર નૃપતિઓ ! રાજા રાણાઓ ! તેમજ પ્રજા મંડળ ! આજે સુભ પ્રસંગે પધારી મારા સ્વયંવરની સોભા વધારી છે તે જોઈ હું મારા મનમાં ઘણો હર્ષિત થયો છું. મારી બાળ કુંમારીના લગ્નાર્થે મેં સ્વયંવર રચ્યો છે. તેમાં મારી કુંવરીની ઈચ્છાનુંસાર આ ધનુષ્ય સભા વચ્ચે મુંક્યું છે. તે ધનુષ્યની ચાંપ જે શુરવીર યોધો ચઢાવશે તેને મારી કુંવરી તથા તેની સખી કળાવતિ બંન્ને વરમાળા આરોપી વરશે માટે કોઇ શુરવીર યોધ્ધો ઉઠોને મારૂં કાર્ય સફળ કરો. ( પછી સૌ પહેલાં ગમારસીંહ ઉઠી સભા વચ્ચે જઈ ધનુષ્ય ઉપાડી ચાંપ ચઢાવવા જાય છે પણ ચઢતી નથી. ઘણું ઘણું બળ વધારી ચઢાવવા મથે છે પણ નથી ચઢતી બાદ નીરાશ થઈ પોતાના આશન પર જઇ બેસે છે. તેની પછી બીજા ઘણા ઘણા રાજાઓ પણ ગમારસીંહની માફક જઇ જઇને પાછા આવી પોતપોતાના આસને જઇ બેસે છે. છેવટે ચંદ્રકુંમાર ઉઠી સભા વચ્ચે જઇ હાથમાં ધનુષ્ય ગ્રહી અચાનક ચાંપ ચઢાવી દે છે તે જોઇ સઘળા રાજા રાણાઓ દીંગ મુંઢ બની જાય છે. ગમારસીંહ પણ ઘણો લાલ પીળો બની જાય છે. પછી કેશર તથા કળાવતિ બંન્ને સખીયો ચંદ્રકુંમારને વર માળા આરોપે છે. બાદ ગમારસીંહ અચાનક સભા વચ્ચે દોડી જઇ કેશરને ઉપાડી નાસવા માંડે છે સ્વયંવરમાં હાહા કાર થઇ રહે છે બાદ સઘળા રાજાઓ ગમારસીંહને ઘેરે છે. ગમારસીંહનું સૈન્ય આવે છે. ચંદ્રકુંમાર તથા ગમારસીંહ વચ્ચે યુદ્ધ થાય છે. ચંદ્રકુંમારનો ત્રાસ

જોઇ ગમારસીંહનું લશ્કર નાસી જાય છે, ગમારસીંહને હવાવી પકડે છે. બાદ રૂપસીંહને સોંપે છે રૂપસીંહ ગમારસીંહ ને કેદ કરવા શીપાઇઓને હુકમ કરે છે શીપાઇઓ કેદ ખાનામાં પુરે છે. બાદ. )

રૂપસીંહ—( ચંદ્રકુંમાર પ્રત્યે ) હવે આમારી કુંવરી તથા તેની સખી કળાવતિ બંન્નેનાં લગ્ન તમારી સાથે થયાં છે માટે આજથી તમે મારા જમાત્ર થઇ ચુક્યા છો હવે મારી અવસ્થા વૃધ થઇ છે માટે આજથી આમારી રાજ્ય ગાદી તમને સોંપુ છું માટે શીંહાસન પર બીરાજો. ( ચંદ્રકુંમાર સીંહાસન પર જાઇ બેસે છે.

ગાયન ૪૯

આનંદ

સર્વે— જય જગકર, સુખ કર, દુઃખહર, વિભુવર.
ગીરોધર; જગ ત્રાતા.
જોડી પ્યારા, ગુંણ તારા, ગાઇયે ન્યારા, પ્રભુ પ્યારા,
ત્રીભોવન વાશી, અખિલનિવાશી, વિશ્વવિલાસી
જય અવિનાશી,
દુઃખ કાપી, સુખ આપી, સત્યને તારી હરખાતા.
જય જગકર.
સત્યને જ્યાં ત્યાં સ્હાયક તું, સત્યને અતિ ઉર સ્હાયક તું,
સત્યને સોધી તારક તું, અસત્યને સંહારક તું.
ગીરીધારી, દીલહારી, કર્યા ખુશી સૌ ભગવંતા જયજગકર.

## ( ડ્રોપસીન )

## અંક ૩ જો સમાપ્ત.

# અગાઉથી ગ્રાહક થનારનાં નામ મુબારક.

| પ્રત. | | નામ. | ગામ. |
|---|---|---|---|
| ૨૦ | ભાવસાર. | સાંકળચંદ લલ્લુભાઇ. | કાસંદ્રા. |
| ૧૫ | દવે. | મોહનલાલ રવીશંકર. | ,, |
| ૧૨ | ભટ્ટ. | મુળશંકર ચકકુભાઈ શર્મા. | ,, |
| ૧૨ | મનસુરી. | અબદુરહેમાન બીન કરીમભાઈ. | ,, |
| ૮ | પટેલ. | ઉમેદભાઇ ઝવેરભાઇ. | ,, |
| ૪ | ,, | બહેચરભાઈ મુળજીભાઇ. | ,, |
| ૪ | ,, | મુળજીભાઈ ઝવેરભાઈ. | ,, |
| ૪ | ,, | ડાહ્યાભાઇ મથુરભાઇ. | ,, |
| ૪ | ,, | ચતુરભાઇ બાબરભાઈ | ,, |
| ૪ | ,, | સોમાભાઇ ગીરધરભાઇ. | ,, |
| ૪ | સ૦ ગુ૦ | સ્કુલ માસ્તર. મહીજીભાઇ બહેચરભાઈ. ( અસલ નાપાડ. ) | ,, |
| ૪ | શાહ. | ઓધવદાસ વનમાળીદાસ. | ,, |
| ૪ | ,, | બહેચરદાસ નાગરદાસ. | ,, |
| ૪ | ભટ્ટ. | કેશવલાલ મગનલાલ. | ,, |
| ૪ | પંડ્યા. | છોટાલાલ કાળીદાસ. (અસલ ઓડ.) | |
| ૪ | વહોરા. | હુસેન નુરભાઈ. | ,, |
| ૪ | ,, | જીવા હુસેનભાઇ. | ,, |
| ૪ | મીયાં. | નાથુ કાલુભાઈ. | ,, |
| ૨ | શાહ. | રતનશી હરચંદ. | ,, |
| ૨ | પટેલ. | દવાલભાઇ કુંવરજી. | ,, |
| ૨ | શાહ. | જીવણલાલ નાગરદાસ. | ,, |
| ૨ | સોની. | પોપટ ખુશાલ. ( અસલ ઉંચડી. ) | ,, |
| ૨ | સુતાર. | ચુનીલાલ ભગવાન. (અસલ નડીઆદ.) | |
| ૧ | દવે. | સોમનાથ કુશળશંકર | ,, |

| | | | |
|---|---|---|---|
| ૧ | પટેલ. | મંગળભાઇ ઇશ્વરભાઈ. | ,, |
| ૧ | ,, | નારણભાઇ ઝવેરભાઈ. | ,, |
| ૧ | શાહ. | શનાભાઇ નરોતમદાસ. | ,, |
| ૧ | દવે. | વ્રજલાલ જેઠારામ. | ,, |
| ૧ | ,, | દેવશંકર ત્રંબકરામ. | ,, |
| ૧ | ,, | હરીલાલ કેશવલાલ. | ,, |
| ૧ | શાહ. | ચીમનલાલ શોભચંદ. (અસલ ખેડા.) | |
| ૧ | પટેલ. | છગનલાલ પુંજાભાઈ. | ,, |
| ૧ | ધાંણીગરા સુતાર. | કરીમ નુરભાઇ. | ,, |
| ૧ | વહોરા. | ગફુર નાથાભાઇ. | ,, |
| ૧ | રાત. | અંબારામ શંભુ. | ,, |
| ૧ | પગી. | ખડેચર અમથાજી. | ,, |
| ૧ | ,, | મથુર અમથાજી. | ,, |
| ૧ | ,, | ગુંથા દેશલજી. | ,, |
| ૧ | ,, | વરૂ બાવાજી. | ,, |

## અમદાવાદ.

૧૫ મી૦ ચુનીલાલ ગોપાલજી ચાહેવાળા.
૧૫ મી૦ કેશવલાલ ગોપાળજી.
૧૫ ડૉકટર. કમળાશંકર એમ. સોકદાર.
૧૦ મી૦ દાદાભાઇ સોડાવૉટરવાળા.
૧૦ મીસ્ત્રી. અમથાલાલ જેચંદ સોડાવૉટરવાળા.
૪ મી૦ છોટુભાઇ હાસમભાઇ.
૪ મી૦ ચતુરભાઇ વલ્લવભાઇ અમીન.
( અસલ વહેલાળ. )
૪ સોમપરા. જગંન્નાથ અંબારામ.
૪ સુતાર. ઝવેતલાલ જાદવજી. (અસલ કુંભારીઆ.)
૨ મી૦ નાથાલાલ શંકરલાલ.
૧ મી૦ શીરપત્રરાવ વીઠ્ઠુજી.
૧ મી૦ કનૈયાલાલ એમ. મહેતા.
૧ મી૦ શંકરલાલ. ડી. જી. આર્ય

१ મહંત. મોતીરામજી કેશવદાસજી.
१ મહંત દ્વારીકાંદાસજી નારાયણદાસજી.
१ „ બીહારીદાસજી ખુશાલદાસજી.
१ શાહ. ચત્રભુજ રાંમજી. ( અસલ રાજસ્થળી. )
१ પીંજારા. અબદુરહેમાન ગુલામહ.
१ પીંજારા. ઇરમાલ નાનજી. (અસલ પીરભડીયાદ.)
१ „ મહંમદભાઇ સુલેમાનભાઇ.
१० લુહાર. રણછોડદાસ નરોતમદાસ. ડભોઇ.
४ „ વીઠ્ઠલભાઈ નરોતમદાસ. „
४ „ પુંજાલાલ ઇશ્વરદાસ. „
४ સુતાર. હીંમતલાલ રણછોડદાસ. „
४ „ મોતીલાલ હરીલાલ. „
½ ઘાંચી. અંબાલાલ મગનલાલ. „
२ સોની. તાગડ માણેકલાલ ચુંનીલાલ. „
१ શાહ. ચુંનીલાલ પીતાંમ્બરદાસ. „

१ ખત્રી. મુસાજી નાથાજી. „
४ શાહ. ઉગરચંદ માહાસુખલાલ. વીસલપુર.
२ „ શનાલાલ બમાભાઇ. „
१ મારતર. છગનલાલ પોચાભાઈ. „
१ મુખી. મોહનભાઈ ગોવિંદભાઇ. „
१ પટેલ. અંબારાંમ જીજીભાઈ. „
१ શાહ. વાડીલાલ જમનાદાસ „
१ મેરાઇ. મગનલાલ નારણદાસ „
१ ઠક્કર. શના નાથાલાલ. „
१ પટેલ જીવાભાઇ નાગરભાઈ. ભાત.
१ „ અંબાલાલ શંકરભાઇ „
१ „ શોભાભાઇ મથુરભાઈ. „
१ સાધુ. નારણદાસ દામોદરદાસ. „
१ ઠક્કર. રામજી જેઠાલાલ. „
१ પટેલ. મોતીલાલ દલાલભાઇ. મીરોલી.

૧ ઊમરમીયાં ખડામીયાં. મલેક. ,,

૧ શાહ. હીરાલાલ ત્રીભોવનદાસ. ,,

૪ ત્રવાડી. મોહનલાલ લીલાધર **વીરમગામ.**

૧ વાલમેંન. દાદુભાઇ હાસમભાઇ.

( ઞ.સલ રાણપુર. ) ,,

૧ એકસાઇઝપીયુન. વાઘજી. કડવા. ,,

૨ વહોરા. મહંમદ ભુલાભાઇ. **ખેડા.**

૧ ,, અભરાંમ જમાલભાઇ. ,,

## મોરૈયા. સ્ટેશન.

૧ પટેલ. જગજીવનદાસ બહેચરદાસ.

૧ પી૦ જે૦ અધિકારી. **મુંબાઇ.**

૪ શાહ. ચુનીલાલ પ્રતાપચંદ. **ખંભાત.**

## અંકલેશ્વર.

૫ મીઆં૦ મીરખાંદીલદારખાં. પઠાણ

૪ શેખ. અમીર મહમદભાઇ. **સરથાણા.**

૫ શાહ અંબાલાલ છોટાલાલ. **નાવલી.**

૧ ભાવસાર. પાનાચંદ જેસીંગ. **સાણંદ**

૪ પટેલ. અમૃતલાલ ગોપાળદાસ. **બાવળા.**

૫ શાહ. મણીલાલ કેશવલાલ. **નવાપુરા.**

૧ એસ. એચ. સયૈદ. વજીફદાર. **વટવા.**

૧ પટેલ. છોટાલાલ ભુલાભાઈ. **બારેજા.**

## સીહોર.

૧ પીંજારા નથુભાઇ મહંમદભાઇ. વાજાંવાળા.

૧ મુખી. ખુદરભાઈ કાળુભાઇ **રાણપુર.**

૧ મેમાણ, અભરાંમ કાસમ. **ધંધુકા.**

૧ પંડ્યા ભોગીલાલ વ્રજલાલ **લુણાવાડા.**

૪ માહારાજ. ગંગાદાસજી તુલસીદાસજી. **રળોલ્ય**

૨ મહારાજ. રામરતનદાસજી જાનકીદાસજી. **ચલોડા**

૨ પટેલ. પરભુદાસ કુબેરભાઇ. ગાડા

# શ્રી લુંણાવાડા સ્ટેટના અધિપતિ.

## મહારાજા કુંમાર સાહેબ શ્રી રણજીતસીંહજી

## સાહેબ. શેવાસ્માં લુંણાવાડા.

---

આપ પ્રજાપાળક વિશ્નુંજી સમાનછો. તેમ ધ-
ર્મોનાં ઉપકારી કામો અત્યંત કરોછો. તથા નીરાશ્રય-
ને આશ્રય આપોછો. અને આપ ઉદારને કરૂણાળુ
સ્વભાવવાનછો. એવા અનેક સદગુણોથી ભરેલી આપ-
ની સુસોભિત કિર્તિ અવનીમાં પ્રસરી રહી છે. તે કા-
રણ પણાથી હું આપનો એક લઘુ સેવક હવે પછીથી
બીજા નવિન ગ્રંથો રચી આપ મહારાજાનો આશ્રય
લેવા ઘણા ઉમંગથી ચાહુંછું. એજ અરજ સ્વિકાર-
શો જી.

લી૦ હું આપનો લઘુસેવક.

કેશવલાલ કેવળદાસ. ભાવસાર

મુ૦ કાસંદ્રા.

જી૦ અમદાવાદ.

# જાહેર ખબર.

સર્વ જનોને ખબર આપવામાં આવે છે કે અમારા તરફથી **"માનવ ધર્મોપદેશ"** એ નામનું પુસ્તક છપાઈ બહાર પડવાનું છે.

"તેમાં વશીષ્ટ, નારદ, સનકાદીકો, વ્યાસ, વગેરે ઋષિઓના કરેલા નીયમો, મનુષ્યના હિતાર્થે, ધર્મ, અર્થ, મોક્ષ અને કામ એ ચારે સાધનો પાળવા માટે રચેલા પ્રમાણોના ગ્રંથો તેમાંથી શોધન કરી ઉપર જણાવેલા ગ્રંથમાં દાખલ કરીશું સદરહુ ગ્રંથ અવનવીન્ય જેની ઉપમા બીજા પુસ્તકની સમ તુલ્ય ન આપી શકાય તેવા ઉપયોગી છે. માટે ગ્રાહકો એ આવી અમુલ્ય તક ખરીદવા ચુકવી નહી એવા અમારી ખાસ ભલામણ છે.

સદરહુ ગ્રંથનું મુદ્રત પણું તથા કીંમત ગ્રંથ પુરો થયેથી જણાવવામાં આવશે.

લી૦

**કેશવલાલ દેવળદાસ. ભાવસાર**

મુ૦ કાસંદ્રા. જી૦ અમદાવાદ.

---

( કેસર-કળાવતિ નાટક પુસ્તક જે મહેરબાનોને લેવાની ઈચ્છા હોય તેઓએ અમારે ત્યાંથી રોકડી કીમતે મંગાવી લેવાં. અને [illegible] માટે પોતાનું નામ, [illegible] લખી મોકલવું. )